# માર્ગ ઉપર પ્રકાશ.



## [ Light on the Path ]



ભાષાન્તર કરનાર

નશરવાનજી મનચેરજી દેશાઇ

મુંબઇ:

ધૈરાગ પ્રિંટિંગ પ્રેસ.

૧૯૦૭.

"વોહુમનો અને અષ જે સાથે અહુરમજ્દ રહે છે તેના રાસ્ત **માર્ગોમાં** અમોને લાંબી જીંદગી મેળવી આપ."

**અહુનવદ ગાથા,** હા ૩૩, ફ. ૫.

"જે માણસ આ ખાકી અને મીનોઇ દુનિયાંના રાસ્ત **માર્ગો** શિખવે, કે જે અમર હસ્તીમાં અહુરમઝ્દ રહે છે, તે માણસ પોતે ઉત્તમમાં ઉત્તમ ભલું સંપાદન કરે."

**ઉશ્તવદ ગાથા,** હા ૪૩, ફ. ૩.

"જેઓ પોતાનો માર્ગ અંધકારમાં કાપે છે તેઓને, સમીસાંજનો સેતારો જેમ બતાવે છે તેમ, ગમે તેવી ઝાંખી અને ટોળામાં ન જણાવા છતાં, તું **માર્ગ** બતાવ."

**ગેબી આવાજ.**

"વળી મરદ યા ઓરત જે સારી બાબદો [ધર્મજ્ઞાન] ખરેખર જાણતાં હોય તો **તે** જાહેર કરે, [તે ઉપર] પોતે અમલ કરે, અને બીજાઓ જેઓ શ્રટતી રીતે તે પ્રમાણે ચાલે તેઓને શીખવે."

**મોટી હસન યશ્ત.**

# પુર્વે શબ્દ.

**મેબલ કૉલીન્સ** નામના એક બાનુ જ્યારે મીસરમાં રહેતાં હતાં ત્યારે તે તરફના એક મહાત્માએ તેમની પાસે The Idyll of the White Lotus નામની એક નાની વારતા લખાવી હતી. તે વારતામાં ઇજીપ્શીયન આશ્રમમાંથી જે જ્ઞાન આવતુ હતું તે જ્ઞાન આપનારા ધર્મગુરૂઓમાંના છેલ્લાની દિક્ષાનો હેવાલ આપવામાં આવ્યો છે. આ પછી તેજ મહાત્માએ તે બાનુ પાસે બીજી રીતે અદ્દરાય રહી આ નાની પોથી લખાવી હતી.

એમાનાં ૪, ૮, ૧૨, ૧૬ અને ૨૦ આંક સિવાય બીજા ટુકા બોધો માટે એવું કહેવાય છે કે તે બહુ પુરાણા કાળના છે, અને તે અમરાસ્પંદ જેવા પદ્વીએ પોંહચેલાં એક ગુરૂ તરફથી આપવામાં આવ્યા છે, જ્યારે મોટા ટાઈપમાં આવેલી આંકડાવાળી સમજ આ પોથી લખાવનાર મહાત્માની તરફની છે. નાના ટાઈપમાં આપેલી ટીકા અથવા શરેહ પોથી લખનાર બાનુ મેબલ કૉલીન્સ તરફની છે.

આ પુસ્તક અને એનુ જોડ–પુસ્તક "ગેબી આવાજ" માત્ર તેઓનેજ માટે છે કે જેઓ ઉંચી જીંદગી ગુજારવા તૈયાર થયા હોય. એમાં આવેલી બાબતો જેમ સાધારણ માણસને લાયક ગણાતી નથી, તેમજ સાધારણ માણસ તેઓ ઉપર પોતાનો મત પણ ઉચારી શકે નહીં. કારણ કે એમાની કેટલીક બાબતો એવી છે કે તેમનુ રહસ્ય અથવા તેમનો અર્થ માત્ર ઉંચી, પવિત્ર અથવા અષો જીંદગી ગુજાર્યા પછીજ સમજી શકાય. આ નાની પોથીમાંના કેટલાક બોધો માટે એવું કહેવાય છે કે, તેમનો એકેક શબ્દ સપાટી

ઉપર જે કાંઇ અર્થ જણાવે તેના કરતાં વિશેષ અર્થ ધરાવે છે; તો પછી તેની એક ભાષા ઉપરથી બીજી અને બીજી ઉપરથી ત્રીજીમાં ભાષાન્તર કરનારાઓના તરજુમા અસલ અર્થથી વેગળા જાય એ સ્વભાવીક છે. સઘળાં ગુપ્ત, ધર્મ ક્રિયાના અને તે વગેરે લખાણો એજ પ્રમાણે તરજુમો કરનાર કે અભ્યાસીનાં મનની વળાણ ઉપર આધાર રાખે છે. જુદા જુદા અભ્યાસીઓ પોતાની મન શકિત મુજબ જુદા જુદા અર્થો ઉઠાવી શકે એ કેવળ બનવા જોગ છે. તો પણ જો એક અભ્યાસી બીજાને મદદ કરવાના હેતુથી પોતાની મન શકિત પ્રમાણે એક તરજુમો આપણી સનમુખ રજુ કરે તો તે તદન નકામો કે વ્યર્થ ગણવાનો નથી—અોર તે આપણા માનને લાયક ઠરે છે. આપણને પોતાને માટે ખરો અર્થ તો આપણ પોતે ઉંચી જાતની અમો જીંદગી ગુજારીને જે કાંઇ આપણ પોતાની મેલેજ મેલવીયે તે છે—તે આપણી પોતાની વૃદ્ધિ ઉપર આધાર રાખે છે. એવાં લખાણો આપણી પોતાની વૃદ્ધિના પ્રમાણમાંજ સમજી શકાય.

વળી કેટલાક વાકયો એવા છે કે અષોઇના માર્ગવાળો તેનો જે અર્થ કરે તેનાથી જુદોજ અર્થ જાદુઈ માર્ગ વાળો કરી શકે. દાખલા તરીકે, પૃષ્ટ ૭ મે, "તો પણ એકલો-અટુલો ઉભો રહે" અથવા "એકલો અને એલાહેદો ઉભો રહે," એનો અર્થ એક જાદુગર જયારે એમ કરશે કે કોઈનીબી તરફ જોતો ના, કોઇને ચાહતો ના, માબાપ-ને પણ તજી દે, ગમે તેને ભોગે તારેજ ફાયદો શોધ, અને તારી મેળે એકલોજ જીવ. વળી તે આમ કહેશે કે આપણે સઘલી લાગણીઓ મારી નાખવાની છે; તે કહેશે કે પેહેલું પગલુજ બીજાને માટે દયા મારી નાખવાનું છે, કારણ કે તે આપણને પાછી માયામાં

નાખે છે, આપણને સંસારમાં વીટાલે છે. પણ આ અર્થ ખરો નથી. એક અભ્યાસનો ઉમેદવાર તેનો અર્થ ઉલટોજ કરશે. તે કહેશે કે સંસારમાંથી છુટવાના બે રસ્તા છે: એક પોતાને બીજી તમામ ચીજોથી બંધ કરી નાખી વિખુટો કરી નાખે છે; જ્યારે બીજો દયાથી તમામ ચીજોને જવાબ દઈ રવાનનું બળ એટલું વધારી દે છે કે તેને કોઈ હીલવી શકતું નથી. એકમાં રવાનની ક્રિયા સંકોચણ છે, બીજામાં રવાનની ક્રિયા વિસ્તીર્ણપણું છે. એક જ્યારે ગોયા પોતાની આસપાસ એક દેવાલ બાંધી પોતાને કોઈ ચીજથી અસર નહીં થાય એવી રીતે વિખુટો પડી તમામ હસ્તીથી બાતલ થાય છે; ત્યારે બીજો એવી દેવાલ તોડી પાડી તમામ હસ્તીની હીલચાલના મોજા પોતા ઉપરથી પસાર થઈ જવા દે છે, તેમને પ્રત્યુત્તર આપે છે, અને ધીમે ધીમે પોતે એક એવાં મધ્યબિંદુ સાથ જઈ મળતાં શીખે છે કે જ્યાં તેની ઉપર કાંઈ અસર થતી નથી—તે પોતામાંથી કોઈ ચીજ બાતળ કરતો નથી.

આ પ્રમાણે એવાં લખાણો યા બોધો જે બહુ ટુંકમાં હોય છે તે બહુ સંભાળથી વાંચવાનાં છે; અને તેટલાજ માટે એવાં લખાણોને આમ લોક માટે સાધારણ લખાણો માફક પ્રસિદ્ધ કરવા લાયક ધારવામાં આવતાં નથી, કારણ કે સાધારણ લોકો તેના ભલતાજ અર્થો ઉઠાવી ઘણી વાર ગેરસમજુતીઓ ઉભી કરે છે. એવી ગેરસમજુતીઓ થીયોસોફીકલ લખાણો નહીં સમજનારાઓએ વારેવાર ઉભી કીધી છે અને કર્યા જાય છે. એવાં લખાણો બહુ સંભાળથી વાંચી અભ્યાસ કરી તે ઉપર અમલ કરવા માટે હોય છે. એવાં શિક્ષણો ટુકાં, ભેદી કે અલંકાર રાખવાનો એક હેતુ ચેલાની મનશક્તિ અને બસારત શક્તિ ખીલવવાનો હોય છે.

આ પુસ્તકની સાથે સાથે "ગેબી આવાજ" નામના પુસ્તકનો અભ્યાસ કરવાથી એક બીજા અભ્યાસને બહુ મદદ મળશે; કારણ કે "ગેબી આવાજ." જોન કે પોતામાં લગાર મતવાદ જેવો અંશ ધરાવતુ હોય એમ દેખાવા છતાં, આ બન્ને પુસ્તકો એકજ અંતસ્થાન તરફ દોરવે છે.

પાસેનો ખુલાસો ભાષાંતર કરનાર આપણા મિત્ર મી૦ નશરવાનજી મનચેરજી દેશાઇ તરફનો છે.

**ન. ફ. બીલીમોરીયા.**





# ખુલાસો.

"લાઇટ ઑન ધી પાથ" ["માર્ગ ઉપર પ્રકાશ"] નામનું એક પુસ્તક, કદે અતિ નાનું પણ વિષયમાં ઘણુંજ ઉમદા, અને આત્મજ્ઞાનના જિજ્ઞાસુઓ માટે ભારે ઉપયોગી, મેબલ કોલીન્સ નામે એક ઇંગ્રેજ બાનુની મારફતે "લખાવી" સને ૧૮૮૫માં બહાર પાડવામાં આવ્યું હતું. કેટલોક વખત પછી એજ પુસ્તકમાં આવેલી કેટલીક બાબદો ઉપર નોંધ યાને ખુલાસારૂપે એ બાઇએ કેટલીક સમજ આપી હતી. ત્યાર પછી વળી ફરીથી એ પુસ્તકની શરૂઆતમાં આપેલાં ચાર વાકયો જે સમજવાં લગાર મુશકેલ છે તે ઉપર સરેહ અથવા ટીકા રૂપે કાંઇ કહેવામાં આવ્યું હતું. આ ત્રણે વખતે એજ બાઇની મારફતે થયલાં એ લખાણોનો અત્રે સાદી ગુજરાતીમાં તરજુમો કરવાની કોશિશ કરવામાં આવી છે.

આ નાની પોથીના અસલ લખાણુ ઉપર વેદાન્તને આધારે એક ઘણીજ અમૂલ્ય અને વિશાળ ટીકા મદ્રાસના એક જજ્જ મરહુમ દિવાન બહાદૂર પી. શ્રીનિવાસરાવે ઇંગ્રેજીમાં લખી હતી. તેનું ગૂજરાતી સરળ ભાષાંતર, "ગુપ્તજ્ઞાન સંહિતા" નામનું એક પુસ્તક થીયૉસોફીકલ સોસાયટીના એક સભાસદે પ્રકટ કર્યું છે, તે પુસ્તકના પાછલા ભાગમાં "માર્ગ પ્રકાશિની"ને નામે વાંચનારના જોવામાં આવશે.

ત્યાર પછી સને ૧૯૦૩માં "ખુદાની મુલાકાત, અથવા 'Light on the Path'નો ખુલાસાવાર તરજુમો," વિદ્વાન સાહેબ રૂસ્તમજી મનચેરજી મોબેદજીને હાથે પ્રકટ થયો છે.

ઉપલાં બન્ને ગુજરાતી અમૂલ્ય લખાણોની યોગ્યતા અત્રે આપેલા તરજુમાથી કોઇ પણ રીતે ઓછી થતી નથી. તે લખાણો પોતપોતાનાં વિષયોમાં સ્વતંત્ર અને ઘણાં ઉપયોગી છે.

"લાઇટ ઑન ધી પાથ" નામનું પુસ્તક ઇંગ્રેજીમાં મેબલ કોલીન્સે બહાર પાડ્યું ત્યાર પછી તેનાં સંબંધમાં "નોટ્સ ઑન ધી લાઇટ ઑન ધી પાથ" અને ત્યાર બાદ "કોમેન્ટસ ઑન ધી લાઇટ ઑન ધી પાથ" તેજ લખનારે બહાર પાડી હતી. તે નોટ્સ અને ટીકાનો હજી સુધી ગુજરાતીમાં સંપૂર્ણ તરજુમો જોવામાં આવતો નથી. એવો એક તરજુમો આત્મજ્ઞાનના જિજ્ઞાસુઓ જેઓ ઇંગ્રેજી ભાષાથી નાવાકેફ છે તેઓને ઉપયોગી થઇ પડે એવી આશાથી પ્રકટ કરવાની અત્રે રજા લેવામાં આવે છે.

આવા [ ] બ્રાકેટસમાં નાના ટાઇપમાં જે નોટ્સ આપવામાં આવી છે તે ભાષાન્તર કરનારની સમજવી.

તરજુમો શબ્દે શબ્દનો નથી, પણ સારરૂપ રાખ્યો છે.

"ગેબી આવાજ"માં જ્યાં "સ્વાન" શબ્દ વાપર્યો છે ત્યાં મેં "જીવ" શબ્દનો ઉપયોગ કીધો છે.





# માર્ગ ઉપર પ્રકાશ.

## પ્રકરણ ૧ લું.

**આ** નિયમો સઘળા શિષ્યોને માટે લખવામાં આવ્યા છે: તેઓ ઉપર તમો ધ્યાન આપો.

આંખો જોઇ શકે તે આગમચ તેમાંથી કદી પણ આંસુ પડી શકે નહિ એવી થવી જોઇયે. કાન સાંભળી શકે તે પેહલાં તેની લાગણી સુમ થવી જોઇએ. સદ્‌ગુરૂની સમક્ષ બોલવાને આવાજ શકિતવાન થાય તે આગમચ તેમાંથી કઠોરતા નીકળી જવી જોઇએ. સદ્‌ગુરૂની સન્મુખ જીવ ઉભો રહેવાને શકિતવાન થાય તે આગમચ તેના પગ હૃદયના લોહીથી ધોવાવા જોઇએ.

૧. લોભને મારી નાંખ.

**ખુલાસો.—લોભ** એ સર્વેથી પહેલો શ્રાપ છે. જે પોતાના સોબતીઓ કરતાં આગળ વધે છે તેને એ લોભ ભારી લલચાવનાર છે. બદલો મેળવવાની આશાનું તે એક સાદામાં સાદુ રૂપ છે. એનાથી ચંચળ અને લાગવગ ધરાવનારાં આદમીઓ

પોતાની ઉંચી આવ્યશક્તામાંથી નીરંતર દુર જાય છે. તોપણ આ લોભ એક જરૂરીયાતનો શિક્ષક છે. તેનાં પરિણામો આખરે નજીવાં કે રાખ થઇ જાય છે; મોત અને વિયોગના માફક તે આખરે માણસની ખાત્રી કરી આપે છે કે સ્વાર્થ અથવા આપમતલબને ખાતર કામ કરવું તે નિરાશી ઉપજાવવા રોબર છે. જો કે આ પહેલો નિયમ આવો સાદો અને સરળ દેખાય છે, તોપણ તે એટલો સાદો સમજવાનો નથી. કારણકે આ દુર્ગુણો જે સાધારણ આદમીના છે તે બદલાઇ જઇને બીજાં રૂપમાં શિષ્યનાં હૃદયમાં પાછા દાખલ થાય છે. હું લોભી ન થાઉં, એમ કહેવું સહેલ છે. પણ જ્યારે સદ્‌ગુરૂ મારૂં અંતઃકરણ વાંચશે, ત્યારે તેને તે તદન સ્વચ્છ માલમ પડશે, એ કહેવૂં સહેલ નથી. એક સાદો કારીગર જે માત્ર પોતાના હુન્નર તરફના પ્રેમને ખાતરજ કામ કરે છે, તે કેટલીક વેળા કહેવાતા એક યોગીના કરતાં પણ પોતાના કામમાં વધારે સાબેત કદમથી ખરા માર્ગ ઉપર સ્થપાયલો હોય છે, અને જે યોગી એવો ખ્યાલ ધરાવે છે કે તેણે પોતાના દિલમાંથી સ્વાર્થ કાઢી નાંખ્યો છે તે યોગીમાં તેમ ખરેખર રીતે જોવામાં આવતું નથી. તેણે તેમ કરવાને બદલે પોતાના સ્વાર્થી અનુભવ અને ઇચ્છાની હદ પોતાની જીંદગીના ઉંચા રૂપમાં વધારી મુકેલી હોય છે. એજ ધોરણ બીજા બે દેખીતા સાદા નિયમોને પણ લાગુ પડે છે. એ નિયમો ઉપર બહુ વખત વિચાર કર, અને તારા પોતાના અંતઃકરણથીજ તું પોતે જલદી ઠગાઇ ના જા. કારણકે હમણા શરૂઆતમાંજ એક ભૂલ સુધારી શકાય. પણ તે કસૂરને જો તું સાથે લઇ આગળ વધશે, તો તે મોટી થઇ પ્રફુલ્લિત થશે, અથવા તો તેનો સમૂળગો નાશ કરવાને તને ઘણોજ કડવો અનુભવ વેઠવો પડશે.

૨. જીવવાની તૃષ્ણા મારી નાખ.

૩. સુખ ભોગવવાની તૃષ્ણા મારી નાખ.

૪. જેઓ લોભી છે તેઓ જેમ કામ કરે છે તેમ તું પણ કર. જીવવાની ખાહેશ રાખનારાઓ જેટલી આતુરતા જીવવાને રાખે છે તેટલીજ આતુરતાથી તું પણ જીંદગીને માન આપ. જેઓ સુખને ખાતર જીવે છે તેઓની માફક તું પણ સુખી રહે.

[અહીં એવી મતલબ સમાવવામાં આવી છે કે, જેમ સંસારમાં બીજાં માણસો જીવે છે અને વર્તે છે, તેમ તું પણ જીવ અને વર્ત, પણ તફાવત આ છે કે જ્યારે સંસારી માણસો પોતાનો સ્વાર્થ સાધવાને, મોજમજાહ મેળવવાને, અને ખાસ્સી મીલકત સંગ્રહવાને જીવે છે, ત્યારે તું એ સઘળી ઇચ્છાઓથી દુર થઇ કામ માત્ર કામનેજ માટે કર—અથવા એવો થા.]

બદીના મૂળને અંતઃકરણમાં શોધ, અને ત્યાંથી તે ભૂંસી નાખ. વાસના [ઇચ્છા] વાળાં આદમીના હૃદયમાં જેમ બદી રહે છે, તેમજ એક ભક્તના હૃદયમાં પણ તે ભરપુર રીતે રહે છે. માત્ર એક મજબૂત મનનો માણસજ તેને જડમૂળથી કાઢી નાખી શકે છે, નબળા માણસે તો તે [વૃક્ષ] વધીને મોટું થાય, ફળ આપે, અને મરી જાય, ત્યાં સુધી થોભવું જોઇયે. અને તે એક એવો છોડવો છે કે જે જમાનાઓ સુધી જીવે છે, અને વધે છે. જ્યારે માણસની ઘણીએક જીંદગીઓ એકઠી થાય છે, ત્યારે તે છોડવા ઉપર

કુલ આવે છે. સિદ્ધિના માર્ગમાં જે કોઇ દાખલ થવાને ઇચ્છતો હોય તેણે પોતાનું હૃદય ચીરી લોભ કાઢી નાખવો જોઇયે. અને ત્યાર પછી તે માણસના અંતઃકરણમાંથી લોહી વેહવા માંડશે, અને તેની આખી જીંદગીનો સદંતર ભાગીને ભુકો થઇ ગયો હોય તેમ દેખાશે. આ કસોટી સહન કરવીજ જોઇયે. આ જોખમભરેલી નિસરણી કે જે જીંદગીના માર્ગ તરફ દોરવે છે તેના પહેલાંજ પગથિયાં આગળ આ કસોટી આવી લાગે. અથવા તો છેલ્લાં પગથિયાં સુધી નહી પણ આવે. પણ, એ શિષ્ય! યાદ રાખજે કે તે કસોટીમાંથી તારે પસાર તો થવુંજ પડશે. અને તારી સઘળી શકિતઓને આ કામ ઉપરજ ચોંટાડી રાખવાની છે. તું જીવવામાં વર્તમાન અથવા ભવિષ્ય ઉપર વિચાર ના રાખ, પણ હંમેશ **અમર્ગી**-માજ રહે. ત્યાં આ રાક્ષસી જંગલી છોડવો ઉગતો નથી: અમર્ગીના વિચારના ખુદ વાતાવરણથી હુસ્તી ઉપરનો આ ડાઘ ભુસાઇ જાય છે.

અહીં જે સિધ્ધીનો માર્ગ જણાવ્યો છે તે હલકી જાતની પેગામ્બરી સિધ્ધીનો નહીં, પણ રાજયોગના માર્ગમાં પોતાની મેળે જે સિધ્ધીઓ પ્રાપ્ત થાય છે તે હોવી જોઇયે.

૫. જૂદાઇની સઘળી લાગણી મારી નાખ.

**ખુલાસો.**—એવો ખ્યાલ રાખતો નહિ કે એક ખરાબ માણસથી અથવા એક મૂર્ખ માણસથી તું જૂદો રહી શકશે. તેઓ તુંજ છે યાને તેઓ તારાજ અંગભુતો છે, જો કે તે અંગભુતો તારા એક દોસ્ત અથવા ગુરૂના અંગભુત કરતાં પ્રમાણમાં

ઓછા છે. પણ એક ખરાબ વસ્તુ કે ખરાબ માણસથી છૂટા રહેવાનો અથવા જૂદાઇનો ખ્યાલ તું જો તારામાં વધવા દેશે તો તેમ કરવાથી તું એક કર્મ ઉભું કરશે કે જે કર્મ વડે, જ્યાં સુધી તારો જીવ એમ સમજશે કે એ પ્રકારે જુદાઇ થઇ શકતીજ નથી ત્યાં સુધી, તેજ વસ્તુ અથવા માણસ સાથે તું પોતાને બાંધશે. યાદ રાખજે કે દુનિયાંનું પાપ અને નાલેશી તે તારૂંજ પાપ અને નાલેશી છે; કારણ કે દુનિયાંનો તું એક અંશ છે. તારૂં કર્મ મોટાં કર્મ સાથે ગુંચવણમાંથી કદાપ નહી એવી રીતે ગુંથાયલું છે, અને તું જ્ઞાન સંપાદન કરે તે આગમચ સઘળી મેલી અથવા ચોખ્ખી જગ્યાઓમાંથી એક સરખી રીતે પસાર થઇ આવેલો હોવોજ જોઇયે. તેટલા માટે, યાદ રાખ કે, જે મેલાં વસ્ત્રને અડકતાં તું સુગાઇ ઉઠી દૂર જાય છે તેજ વસ્ત્ર તેં કદાચ ગઇ કાલે પહેર્યું હોય અથવા આવતી કાલે પહેરશે. અને જ્યારે તે વસ્ત્ર તારા ખભાં ઉપર ફેંકવામાં આવે ત્યારે તું જો તેનાથી ગભરાઇને દૂર નાસી જશે તો ઉલટું તે વસ્ત્ર વધારે મજબૂત રીતે તને આવી વળગશે. જે જાતે પવિત્ર આદમી છે તે પોતાને એક કાચલનું બીજાનું સમજે છે. પરહેજ રહે, કારણકે પરહેજ રહેવું વાજબી છે. પણ એવા ખ્યાલથી નહિ કે તું પોતે ચોખ્ખો રહેશે.

૬. ચેતનાઓની સઘળી વાસનાઓ મારી નાખ.

૭. મોટો થવાની ભૂખ મારી નાખ.

૮. તોપણ એકલો અને એલાહેદો ઉભો રહે, કારણકે જે કાંઇ શરીરી અથવા દેહધારી છે, જે કાંઇ

જૂદાઈનું ભાન રાખનારૂં છે, જે કાંઇ અમર્ગીની બહારનું છે, તે તુને મદદ કરી શકશે નહિ. ચેતનાઓમાંથી ધડો લે, અને તેનું અવલોકન કર. કારણકે તેમ કર્યાથીજ તું સ્વજ્ઞાન અથવા આત્મજ્ઞાનની વિદ્યાનો આરંભ કરી શકશે, અને નિસરણીના પહેલાં પગથિયાં ઉપર તારો પગ મૂકી શકશે. જેમ ફૂલ ઉગીને ખીલે છે, તે તે જાણતું નથી, પણ હવા તરફ આતુરતાથી પોતાનું મહોં ખુલ્લુ કરવા માંટે, તેમ તું વધ. તેજ પ્રમાણે અમર્ગી તરફ તારા જીવને આગળ વધારવાને દબાણ ચાલુ રાખ. પણ તારી તાકાત અને ખુબસુરતી જે બહાર ખેંચાઇ આવશે તે જે કાંઇ અમર છે તેથી, અને નહિ કે ઉગીને વધવાની તારી ખાહેશ કે વાસનાથી. કારણ કે એક હાલતમાં પવિત્રાઇના બાહારમાં તું ઉગીને વધે છે અને બીજી હાલતમાં અંગત વૃદ્ધિ માટેની તારી જોશ ભરેલી વાસનાથી તું કઠણ બને છે.

૯. જે કાંઈ તારા ભિત્તરમાંછે તેનેજ માટે ખાહેશ રાખ.

૧૦. જે કાંઇ તારાથી દૂર છે તેનેજ માટે ખાહેશ રાખ.

૧૧. જે કાંઇ નહિ મેળવી શકાય એવું છે તેનેજ માટે ખાહેશ રાખ.

૧૨. કારણકે દુનિયાની રોશની તારા ભિત્તરમાં છે —એકલી તેજ રોશની તારા માર્ગ ઉપર પ્રકાશ નાખી શકશે. જો તે રોશની તારા ભિત્તરમાં નીહાળવાને યાને સમજવાને તું અશક્ત હોય તો તેને માટે બીજે ઠેકાણે

શોધ કરવી મિથ્યા છે. તે તારાથી વેગળી છે, કારણકે જ્યારે તું તેને પોંહોંચે છે ત્યારે તારી હસ્તીજ નાબુદ થાય છે. તે નહિ મેળવી શકાય એવી છે, કારણકે તે હંમેશાં પાછળ હઠે છે. તું તે રોશનીના પ્રકાશમાં દાખલ થઇ શકશે, પણ તું તે ચેરાગને કદી હાથ લગાડી શકેશે નહિ.

૧૩. સામર્થ્ય માટે ઉત્સાહ સહિત ખાહેશ રાખ.

૧૪. શાન્તિ માટે આતુરતાથી ખાહેશ રાખ.

૧૫. પણ સઘળાંઓ ઉપરાંત દ્રવ્ય માટે ખાહેશ રાખ.

૧૬. પણ તે દ્રવ્ય માત્ર પવિત્ર આત્માને લગતું હોવું જોઇયે, અને તેટલા માટે તે સઘળા પવિત્ર આત્માઓના કબજામાં હોવું જોઇયે, અને આ પ્રમાણે જ્યારે તે એકઠું થાય છે ત્યારેજ તે સર્વેના ખાસ ખજાના તરીકે લેખાય છે. એવાં દ્રવ્યને માટે તું તલ્પી રહે કે જે પવિત્ર આત્મા ધરાવી શકે અને જેથી તે એકતાઇ પામેલો આત્મા છે તેને માટે તે ધન તું એકઠું કરે. જે શાન્તિ માટે તું ખાહેશ રાખશે તે એવી પવિત્ર શાન્તિ છે કે જેને કાંઇ પણ ખલલ કરી શકે નહિ, અને જેમ શાન્ત સરોવર ઉપર પવિત્ર ફૂલ ઉગે તેમ તે શાન્તિમાં આત્મા વૃદ્ધિ પામે છે. અને જે સામર્થ્ય માટે ચેલો ઇચ્છા રાખે છે તે એવી શક્તિ છે કે જે તેને (ચેલાને) લોકોની નજરમાં કાંઇ પણ વિશાત વગરનો દેખાડશે.

૧૭. પેલો માર્ગ શોધી કાઢ.

**ખુલાસો.**—કદાચ માત્ર આ ચાર શબ્દો કાંઈપણ ખુલાસા વગર એકલા ઘણાજ લુખા દેખાશે. કદાચ ચેલો કહેશે: શું મારે આ વિચારોનો અભ્યાસ કરવો? શું મેં માર્ગ શોધી કાઢ્યો નથી? તોએ ઉતાવળાં થવું નહિ. જરા થોભ, ઘડીભર વિચાર કર. શું તું માર્ગને માટે ખાહેશ રાખે છે કે કાંઇ મોટું ભવિષ્ય સંપાદન કરવાને કાંઇ ઉંચા ચઢાવ ઉપર ચઢવાના ઝાંખા ખ્યાલમાં રમે છે? સંભાળજે. માર્ગ શોધવો છે તે કેવળ માર્ગને માટેજ શોધવાનો છે, નહિ કે તારા પગને માટે કે જે ઉપર તું ચાલે છે.

[અહીં ધ્યાનમાં રાખવું કે ઉપર જે દ્રવ્ય કહ્યું છે તે આત્મ જ્ઞાન. અને માર્ગ જે આપણ શોધીએ તે માર્ગનેજ માટે—ખુદાનેજ માટે, જગત કલ્યાણનેજ માટે, અને નહીં કે પગને માટે, એટલે પોતાના ફાયદા માટે.]

આ નિયમમાં અને બીજાં પ્રકરણના ૧૭ માં નિયમમાં કાંઇ મળતાપણું છે. જ્યારે જમાનાની જેહમત અને ઘણીએક ફત્તેહો પછી આખરની લડાઇ જીતવામાં આવે છે, અને આખરે શુદ્ધ વસ્તુઓની માંગણી કરવામાં આવે છે, ત્યારે તું તારા માર્ગ ઉપર આગળ વધવાને તૈયાર બને છે. આ મહાન શિક્ષણનું છેવટનુ ગુહ્ય જ્યારે કહેવામાં આવે છે ત્યારે તેમાં નવા માર્ગનો ભેદ ખુલ્લો કરવામાં આવે છે—તે માર્ગ કે જે માણસજાતના સઘળા અનુભવોની પેલીમેર લઇ જાય છે, અને જે માણસજાતની સમજ અને ખ્યાલની સદંતર બહાર છે. આ દરેક સમય લાંબો વખત સુધી થોભવાનું અને સારી પેઠે વિચારવાનું ઘણુંજ જરૂરનું હોય છે. અને તેવે પ્રસંગે કેવળ માર્ગને ખાતરજ માર્ગ પકડીએ છીએ, એવી ખાત્રી કરવાની જરૂર છે. માર્ગ અને સત્ત પહેલાં આવે છે, અને તેની પૂઠે જીંદગી આવે છે.

૧૯૦૦



૧૮. ભિત્તરમાં ભરાઇને માર્ગ શોધ.

૧૯. હિમ્મતથી બહાર ધસીને માર્ગ શોધ.

૨૦. માત્ર કોઇ પણ એકજ રસ્તે માર્ગ શોધતો નહિં હરેક જનસ્વભાવ અથવા વિકારને કોઇ એક ચોક્કસ માર્ગ ઘણોજ પસંદ કરવાજોગ દેખાય છે, પણ માર્ગ માત્ર ભક્તિથીજ નહિ, માત્ર ધાર્મિક ધ્યાનથીજ નહિ, પણ આતુર ઉન્નતિથી, જાતીભોગ આપેલા શ્રમથી, જીંદગીના અભ્યાસીક અવલોકનથી મેલવી શકાય છે. માત્ર એકજ વળણ ચેલાને એક પગલાંથી વધુ આગળ લઇ જઇ શકતી નથી. નિસરણી બનાવવાને માટે સઘળાં પગથિયાંઓની જરૂર હોય છે. માણસના દુર્ગુણોને એક પછી એક વશ કીધાથી નિસરણીના પગથિયાં બને છે. માણસના સદ્‌ગુણો પણ ખચીત પગથિયાંઓ છે, અને તેમને પણ બાજુએ મુકી શકાય નહિ. તેઓ (સદ્‌ગુણો) જો કે ઘણું સુંદર વાતાવરણ અને સુખદાયિ ભવિષ્ય પેદા કરે છે, તોએ તેઓજ માત્ર એકલાં હોય તો નકામા છે. જે કોઇ માર્ગમાં દાખલ થવા ચાહતો હોય તેણે માણસની સઘળી ખાસિયતોનો ડાહાપણથી ઉપયોગ કરવો જોઇયે. દરેક માણસ પોતેજ પોતાને માટે સંપૂર્ણ માર્ગ, સત્ત અને જીંદગી છે. પણ તેમ ત્યારેજ બની શકે છે કે જ્યારે તે પોતાની સામટી વ્યક્તિ (individuality) (પોતે પોતા)ને મજબૂત રીતે હાથમાં ધરે છે, અને પોતાની સચેત થયલી મિનોઇ ઇચ્છા શક્તિ યાને પુરૂષાર્થના બળથી

એવું સ્વીકારે કે આ વ્યક્તિ તે કાંઇ પોતે નથી, પણ તે વસ્તુ છે કે જે તેણે પોતાના ઉપયોગ માટે બહુજ શ્રમ સાથે પેદા કીધી છે, અને તેજ વસ્તુના સાધનથી જેમ જેમ પોતાની અક્કલમાં વધારો થતો જાય તેમ તેમ તે વ્યક્તિની પેલીમેર જે હૈયાતી છે, તેને જઇ મલવાની ઉમેદ રાખે. જ્યારે તે આદમી જાણે છે કે એજ કામને માટે તેની ગુચવણ ભરેલી છુટી પડેલી જીંદગી હૈયાતી ભોગવે છે, ત્યારેજ ખરેખર માત્ર તે માર્ગ ઉપર આવે છે. તારી પોતાની ઘણી-જ ભિત્તરની હૈયાતીનાં ભેદભરેલાં અને કીર્તિભર્યાં ઉંડાણોમાં ઝીપલાવીને તે માર્ગને શોધ. સઘળા અનુભવો તપાસીને, વ્યક્તિનો અર્થ અને ઉન્નતિ સમજવાને અર્થે અને બીજા દૈવી કકડાઓ (યાને આદમીઓ) જે તારી સાથે સાથે જેહમત ખેંચી રહેલા છે, અને જેઓ જે મનુષ્ય જાતને લગતો તું છે તે જાત બનાવે છે, તેમની ખુબસુરતી અને ગુઢતા સમજવાને અર્થે ઇંદ્રિયોનો ઉપયોગ કરીને માર્ગ શોધ. હૈયાતીના કાયદાઓનો, કુદરતના કાયદાઓનો, અને અદ્ભૂત શક્તિના કાયદાઓનો અભ્યાસ કરીને તે (માર્ગ) શોધ: તારા ભિત્તરમાં જે એક ઝાંખો સેતારો ઝગઝગે છે, તેને તારાં મનમાં ગંભીર નમસ્કાર કરીને માર્ગ શોધ. જેમ જેમ મક્કમપણે તું તે સેતારાને તપાસતો રહેશે, અને પ્રાર્થના કરતો રહેશે, તેમ તેમ તેની રોશની વધશે, અને મજબૂત થશે, ત્યારે તું જાણી શકશે કે માર્ગની શરૂઆત તું પામ્યો છે. અને જ્યારે તું તે માર્ગના છેડા ભણી આવશે ત્યારે તે રોશની એકાએક બેહદ (અનંત) થઇ જશે.

**ખુલાસો.**—સઘળો અનુભવ તપાસીને માર્ગ શોધ, અને યાદ રાખ કે જ્યારે હું એમ બોલું છું ત્યારે હું એમ કહેવા માગતો નથી કે "તે માર્ગ જાણવા માટે ઇંદ્રીની લાલચોને વશ થા." આત્મજ્ઞાની થવા આગમચ તું એમ કરી શકે, પણ ત્યાર પછી નહિ. જ્યારે તું પસંદ કરીને માર્ગ ઉપર દાખલ થયો છે તો પછી વગર શરમે આ લાલચને તું વશ થઇ શકે નહિ. [યાને ખરૂં ખોટું સમજવાનું જ્ઞાન થવા પછી તે લાલચોને વશ થવું એ શરમભરેલું છે.] તોપણ દેહેસત ખાધા વગર તેમનો અનુભવ તું મેળવી શકે. તેમનો તું શુમાર જોઇ શકે તથા અવલોકન અને પરિક્ષા કરી શકે, અને ખાત્રી ભરેલી ધીરજ સાથે તું તે ઘડી સુધી થોભી શકે. ત્યારે તને તેઓ વધુ અસર કરી શકશે નહિ. પણ જે માણસ તે લાલચોને વશ થાય તેને તું ધિક્કારતો ના. તારો તે મુસાફર ભાઇ કે જેના પગો માયારૂપ કાદવથી ભારી થયા છે, તેની તરફ તારી મદદનો હાથ લંબાવ. ઓ ચેલા, તું યાદ રાખ અને જો કે એક ભલા માણસ અને એક પાપી માણસ વચ્ચે મોટો તફાવત છે, તોપણ તે ભલા માણસ અને જે માણસે આત્મજ્ઞાન મેળવ્યું છે તે વચ્ચે એથી વધારે મોટો તફાવત છે; અને તે ભલો માણસ અને જે આદમી ઇશ્વરના દરવાજાના ઉંબર સુધી આવી પુગ્યો છે તે વચ્ચે તો માપ ન થઇ શકે એવો મોટો તફાવત છે. તેટલા માટે તું પોતાને સાધારણ લોકથી કાંઇ નવતરો છે એમ કલ્પના કરવાને ઉતાવળો થાય તે અગાઉ ખૂબ સાવધ રેહેજે. જ્યારે માર્ગની શરૂઆત તું પામ્યો છે ત્યારે તારા જીવમાં ગુપ્ત રહેલો સેતારો અથવા ચળકાટ પ્રકાશવા માંડશે; અને તે પ્રકાશથી તને માલમ પડશે કે જે અંધારાં વચ્ચે તે પ્રકાશે છે તે અંધારૂં કેટલું બધું છે. જ્યાં

સુધી પહેલી મોટી લડાઇ જીતવામાં આવતી નથી, ત્યાં સુધી મન, દીલ, મગ્જ સઘળું મલીન અને અંધારાંમાં હોય છે. આ દેખાવથી ભયભીત થતો ના, અને બિહિતો ના. તે નાની રોશની ઉપર તારી આંખ હેડવેળી રાખશે તો તે પ્રકાશ વધવા માંડશે. પણ તારા ભિત્તરના અંધારાંથી સમજ લઇ, બીજાંઓ કે જેઓએ એ દિવ્ય પ્રકાશ જોયો નથી, અને જેઓના જીવો અત્યંત અંધારાંમાં છે, તેઓની લાચારીનો ખ્યાલ રાખ. તેમને ઠપકો આપતો ના, કે તેમની આગળ સંકોચાઇ જતો ના, પણ દુનિયાનાં ભારી કર્મને સહેજ ઉંચકવાને કોશિશ કર; અંધારાંની શક્તિઓને સદંતર નહિ ફાવવા દેવા માટે જે કાંઇ થોડા મજબુત હાથો તેમને પછાત રાખે છે તેઓને તું તારી મદદ આપ. ત્યારે તું ખુશાળીનો ભાગીદાર થશે, કે જે બાબત ખચીત ત્રાસદાયક જેહમત અને પુષ્કળ ઉદાસીનતા લાવે છે, પણ તે વળી હંમેશાં વધતી જતી ખુશાળી પણ લાવે છે.

૨૧. તોફાનની પછવાડે જે ચુપકીદી આવે છે તેમાં તે ફૂળનો બાહાર ખીલતો તું જો: તે આગમચ નહિ.

જ્યારે તોફાન ચાલતું હોય, જ્યારે લડાઇ થતી હોય, ત્યારે તે (આત્મજ્ઞાનનો રોપો) ઉગશે, તેમાંથી ફણગા ફૂટશે, અને તેમાંથી ડાંખળીઓ અને પાંદડાંઓ નીકળી તે ઉપર કળીઓ બાઝશે. પણ જ્યાં સુધી આદમીની ખુદી, તેનુ સઘળું પોતાપણું ડોહવાઇને પીગલી જતું નથી—જ્યાં સુધી તે પવિત્ર આત્મા જેણે તેને પોતાના ગંભીર અવલોકન અને અનુભવ માટે પેદા કીધો છે તેણે તેને પકડયો નથી—ત્યાં સુધી તે ખીલી શકતો નથી. ત્યારે જેમ ગરમ દેશોમાં

ભારે વરસાદ પડયા પછી શાન્તતા આવે છે તેમ શાન્તતા આવશે, કે જે વેળા કુદરત એટલી ઝડપથી કામ કરે છે તે છતાં તેણીનું કામ જોઇ શકાય છે. પીખાઇ ઝીકાઇ ગયલા યાને લોથપોથ થઇ ગયેલા જીવને આવી શાન્તતા મલશે. અને એક ઉંડી ચૂપકીદી વચે એક ભેદી બનાવ બનશે અને તે પુરવાર કરશે કે માર્ગ મલ્યો છે. તેનું તું ગમે તે નામ આપ, તે એક આવાજ઼ છે, જે બોલે છે પણ ત્યાં કોઇ પણ બોલનાર હોતું નથી—તે એક કાસદ છે, કે જે આવે છે પણ તે કાસદ કાંઇ આકારવાળો પદાર્થ નથી; અથવા તે જીવનું ફુલ છે જે ખીલ્યું છે. કોઇ પણ ઉપમાથી તેનું વર્ણન થઇ શકે નહિ. પણ તોફાન ચાલી રહ્યું હોય તે દરમ્યાન પણ તેને જાણી શકાય, તેને માટે શોધ કરી શકાય, અને તેને મેળવવાને માટે ઇચ્છા પણ કરી શકાય. તે ચુપકીદી કદાચ પલભર રહે કે એકાદ હજાર વર્ષ સુધી ચાલુ રહે. પણ તેની આખર આવશે. તોપણ તેનાથી મેલ઼વેલી તાકાત તું તારી સાથે લઇ શકશે. તેની સાથે ફરી ફરીથી લડાઇઓ લડવી જોઇયે અને જીતવી જોઇએ. માત્ર વચગાળે કુદરત શાન્ત રહી શકે.

**ખુલાસો.**—ખીલતાં ફૂલનો બાહાર એ તે પ્રતાપવાન વખત છે કે જે વેળા વિશ્વદ્રષ્ટિ જાગૃત થાય છે: તેની સાથે વિશ્વાસ, જ્ઞાન, અને ખાત્રી આવે છે. જીવનું થોભવું એ આશ્ચર્યકારક વખત છે, અને ત્યાર પછીની ઘડી સંતોષની છે, કે જે ચુપકીદી છે. જાણ, ઓ ચેલા, કે જેઓ આ ચુપકીદીમાંથી પસાર થયા છે,

અને જેઓએ તેની શાંન્તિનો લાભ લીધો છે, અને તેની તાકાત મેળવી છે, તેઓ ઘણા આતુર છે કે બીજાઓ પણ તેવા અનુભવોમાંથી પસાર થાય. તેટલા માટે વિદ્યાના દીવાનખાનામાં દાખલ થવાને જ્યારે ચેલો કુશળ બને છે ત્યારે ત્યાં તે હમેશાં પોતાના ગુરૂને પામે છે.

[ "*The Voice of the Silence*" [ "ગેબી આવાજ" ]માં the Hall of Learning [વિદ્યાનુ દીવાનખાનુ] જે બીજું છે, તેમાં ગુરૂ શોધવાની મના કરવામાં આવી છે. તેમાં કહ્યું છે કે "કર્મના બંધનથી તું જો છુટવાનો હોય તો એ માયાવિક દેશોમાં તારા ગુરૂને શોધતો ના." પણ "શોધ **તેને** [ગુરૂને] કે જે તુંને ડાહાપણના દીવાનખાના [ Hall of Wisdom ] માં ફિનોઇ જન્મ આપનાર છે. . . ." ]

વિદ્યાના દીવાનખાનાની દીવાલો ઉપર લખેલા નિયમો મધેના ઉપર કહ્યા તે પહેલા નિયમો છે. જેઓ માંગશે તેમને મળશે. જેઓ વાંચવાની ઇચ્છા રાખતા હશે તેઓ વાંચી શકશે. જેઓ શીખવાની ઇચ્છા રાખતા હશે તેઓ શીખી શકશે.

## તમોને શાન્તિ મલો!



**ખુલાસો.**—જેઓ માગે છે તેમને મલશે. પણ જો કે એક સાધારણ માણસની માગણી ચાલુ છે, તોપણ તેનો આવાજ સાંભળવામાં આવતો નથી. કારણ કે તે માત્ર પોતાના મનથી માગે છે; અને મનનો આવાજ માત્ર તેજ ભુવન ઉપર સંભળાય છે કે જ્યાં મન કામ કરે છે. તેટલા માટેજ જ્યારે પહેલા,

એકવીસ નિયમો પાલવામાં આવે છે ત્યારેજ, હું કહું છું કે, જેઓ માંગે છે તેઓને મલશે.

વાંચવું, એ ગુપ્ત જ્ઞાનની ઇબારતમાં આત્મદૃષ્ટિથી વાંચવાને કહે છે. માંગવું, તે દિલમાં ભૂખ છૂટવી અને ખરાં દીલથી જ્ઞાન માટે તત્પર બનવું તે છે. વાંચવાને કુશળ બનવું, એટલે તે ભૂખને સંતોષવાને થોડે દરજ્જે પણ શક્તિવાન થવું. જ્યારે શિષ્ય શિખવાને તૈયાર હોય છે, ત્યારે તેને બહાલ રાખવામાં આવે છે, સ્વિકારવામાં આવે છે, કબૂલ રાખવામાં આવે છે. અને તેમ થવુંજ જોઇયે, કારણ કે તેણે પોતાનો જ્ઞાન દીપક સળગાવ્યો છે. અને તે છુપાવી શકાતો નથી. પણ પેહેલી મોટી લડાઇ જીતવામા આવે ત્યાં સુધી શિખવું અશકય છે. મન એક સત્ય સ્વિકારે, પણ આત્મા તે મેલવી શકતો નથી. એક વેળા તોફાન વચેથી પસાર થઇ શાન્તિ મેળવ્યા પછી જો કે શિષ્ય ઢચુપચુ બને, આનાકાની કરે, અને ફરી જાય, તોએ શિખવાનું તેને હંમેશાં સંભવિત હોય છે. ગેબી **આવાજ** તેનામાં રહે છે, અને જો કે માર્ગ સદંતર તે છોડી દે તોપણ એક દીવસે તે **આવાજ** પાછો નીકળશે, અને તેની આત્મીક શકયતાથી તેના વિકારી જુસ્સાઓને વેગળા કરી છૂટા પાડશે. ત્યાર બાદ, તજી દીધેલાં હુંપદ અથવા ખુદીમાંથી નિરાશીભર્યાં રૂદન અને વેદના સહિત તે પાછો ફરશે.

તેટલા માટે, હું કહું છું કે, તમોને શાન્તિ હોજો. "મારી શાન્તિ હું તમોને આપું છું" એમ માત્ર ગુરૂથીજ પોતાના માનીતા શિષ્યો, કે જે પોતાના જેવાજ છે, તેમને કહી શકાય. પૂર્વ

તરફના જ્ઞાનથી જેઓ અજ્ઞાન છે તેઓ મધેના કેટલાકોને પણ આ પ્રમાણે કહી શકાય, અને દરરોજ વધારે પૂર્ણ રીતે કહી શકાય.

△ ત્રણ સત્યો તરફ માન ધરાવ. તેઓ એકસાન છે.



## પ્રકરણ ૨ જું.

**ચૂપકીદી** કે જે શાન્તિ છે તેમાંથી પડઘા જેવો આવાજ નીકળશે. અને તે આવાજ કહેશે: એ ઠીક નહિ; તેં કાપણી કીધી છે, હવે તારે વાવણી કરવી જોઇએ. અને આ આવાજ ચૂપકીદી પોતે છે એમ જાણીને તારે તેને તાબે થવું જોઇએ.

તું જે હમણા એક શિષ્ય બન્યો છે, ઉભો રહેવાને, શાંભળવાને, જોવાને, અને બોલવાને શક્તીવાન થયો છે; જેણે વાસના જીતી છે, અને આત્મજ્ઞાન મેળવ્યું છે; જેણે પોતાના જીવને તેના ખીલતા બાહારમાં જોયો છે, અને તેને પીછાન્યો છે, અને જેણે **ગેબી આવાજ** સાંભળ્યો છે—તે તું જ્ઞાનના મંદીરમાં દાખલ થા, અને તારે માટે ત્યાં જે લખવામાં આવ્યું છે તે વાંચ.

**ખુલાસો.**—ઉભુ રહેવાને કુશળ બનવુ યાને શક્તિવાન થવું, એટલે ઇતબાર આવવો; સાંભળવાને શક્તિવાન થવું, એટલે આત્માના બારણા ખોલવાં; જોવાને શક્તિવાન થવું, એટલે બોધ મેલવવો; બોલવાને શક્તિવાન થવું, એટલે બીજાને મદદ કરવાની તાકાત મેલવવી; વાસનાને જીતવી, એટલે ખોટાપણું અથવા સ્વત્વ ઉપર કાબુ મેળવવાને અને તેનો ઉપયોગ કરવાને શીખવું; જાતિજ્ઞાન અને આત્મજ્ઞાન મેળવવું, એટલે ભિતરના (અંતરના) કિલ્લામાં દાખલ થવું કે જ્યાંથી પોતાને એક ત્રાહિત માણસ હોય તેમ અપક્ષપાતપણે નિહાળી શકાય; તારા જીવને ખીલતા

આહારમાં જોવો, એટલે પોતાનામાં તે રૂપાંતર એક પળભર નીહાળવું કે જે આખરે તુંને માણસોમાં અધિક બનાવશે; ઓળખવું, એટલે આંખો બંધ કીધા વગર અને કાંઇ ભયભીત આકારથી બીહી જઇએ છીએ તેમ બીધા વગર ભભૂકદાર રોશની તરફ જોવાનું મહાભારત કામ સંપાદન કરવું. કેટલાકના બાબમાં એમ બને છે, અને જ્યારે ફતેહ પૂરી થવા આવે છે ત્યારે તે જતું રહે છે. એની આવાજ સાંભળવો, એટલે એમ સમજવું કે ખરેખરી રાહબરી માત્ર અંતઃકરણના ભિત્તરમાંથીજ આવે છે; જ્ઞાનના મંદીરમાં જવું, એટલે જે હાલતમાં જવાથી જ્ઞાન મેળવી શકાય છે તે હાલતમાં દાખલ થવું. ત્યારે તારે માટે ઘણાએક શબ્દો ત્યાં લખવામાં આવશે, અને તે પ્રકાશિત અક્ષરોથી લખવામાં આવશે, જેથી તું સહેલાઇથી વાંચી શકશે, કારણકે જ્યારે શિષ્ય તૈયાર હોય છે ત્યારે ગુરૂ પણ તૈયાર હોય છે.

૧. આવતી લડાઇમાં એક બાજુ ઉભો રહે, અને જો કે તું લડે તો પણ તું લડવૈયો બનતો ના.

૨. લડવૈયાને જોતો રહે, અને તારામાં તેને લડવા દે.

૩. લડાઇ માટે તેનાં ફરમાનો મેળવ, અને તે બજા લાવ.

૪. તે કોઇ સરદાર હોય તેમ તું તેને તાબે થતો નહિ, પણ જાણે તું પોતેજ તે છે, અને તેના બોલેલા શબ્દો તે તારી છૂપી ઇચ્છાઓનું ઉચ્ચારણ છે, એમ સમજ; કારણકે તે તું પોતેજ છે, તોપણ તારા કરતાં તે ઘણોજ ડાહ્યો અને બળવાન છે. તેને જોતો રહે, નહીં તો લડાઇના ભાર

અને ધાંધલમાં તું તેને વીસરી જશે; અને જ્યાં સુધી તું તેને જાણે ત્યાં સુધી તે તને જાણશે નહિ. જો તારી બૂમ તેના સાંભળવાને આતુર કાનો ઉપર જઇ પડશે તોજ તારામાં તે લડશે, અને ભિત્તરની મંદ ખાલી જગ્યાને ભરી નાખશે. અને જો એમ બનશે તો તું એક બાજુ ઉભો રહી, તારે માટે તેને લડવા દઇ, લડાઇ મધેથી ઠરે પેટે અને કંટાળ્યા વિના તું પસાર થઇ શકશે. ત્યારે તું એક પણ ફટકો અયોગ્ય રીતે મારી શકશે નહિ. અગર તું જો તેને વીસરી જશે તો તારે માટે કાંઇ બચાવ નથી. તારૂં મગજ ડોળશે, તારૂં જીગર અચોકસ બનશે, અને રણભૂમીની ધૂળમાં તારી આંખો અને ઇંદ્રિઓ નિષ્ફળ થશે, અને તું તારા દુશ્મનો વચેથી તારા દોસ્તોને ઓળખી શકશે નહિ.

તે તું પોતે છે. તોપણ તું માત્ર ફાની અને ભૂલ કરવાને પાત્ર છે, તે અમર અને ચોક્કસ છે. તે જાવેદાની સત્ય છે. જ્યારે એક વેળા તે તારામાં દાખલ થયો છે અને તારો લડવૈયો બન્યો છે ત્યારે તો તે સદંતર તુંને કદી તજી દેશે નહી; અને મહાન શાન્તિના દિવસે તે તારી સાથે એક થશે.

૫. જીંદગીનું ગાયન સાંભળ.

**ખુલાસો.**—તેને માટે તલાસ કર, અને પેહેલાં તેને તારા પોતાના હૃદયમાં સાંભળ. પેહેલાં તો તું કહેશે કે, "તે ત્યાં નથી; જ્યારે ત્યાં હું શોધું છું ત્યારે તો મને માત્ર બેસૂરો આવાજ શંભળાય છે." વધારે ઉંડાણથી જો. જો ફરીથી તું નિષ્ફળ થાય તો જરા થોભ અને વળી ફરીથી વધારે ઉંડાણથી જો. ત્યાં દરેક

માણસના જીગરમાં એક કુદરતી મધુર આવાજ યા એક છુપો ઝરો છે. તે ગમે તેટલો છુપાયલો, અથવા સદંતર ઢંકાયલો, અને ગુપ્ત હોય—પણ તે ત્યાં છે. ખુદ તારા પોતાના સ્વભાવના મૂળમાં તેને એકીન, ઉમેદ, અને મોહબ્બત મલશે. જે કોઇ બુરૂં પસંદ કરે છે, તે પોતાના હૃદયમાં જોવાની ના પાડે છે, પોતાના દિલમાંથી આવતા મધુર રાગ તરફ પોતાના કાન બંધ રાખે છે, તે પોતાના આત્મા તરફથી આવતી રોશની તરફ જોવાને પોતાની આંખો આંધળી કરે છે. તે આ પ્રમાણે કરે છે, કારણકે તેને ઇચ્છા-વાસનામાં જીવવાનું વધારે સહેલું લાગે છે. પણ સઘળી જીંદગીના તળીયાંમાં એક એવો તો મજબુત પ્રવાહ છે કે જેનો અટકાવ થઇ શકે નહિ; ત્યાં ખરેખર મોટાં ઉડાં પાણીઓ છે. તેમને શોધી કાઢ, અને ત્યારે તને માલમ પડશે કે કોઇ નહિ પણ એક કંગાળમાં કંગાળ આદમી સુદ્ધાં—ગમે એવું આ બીનાથી પોતાને આંધળું બનાવતું હોય અને પોતાને માટે ગમે એવા ભયભીત ખ્યાલનો બહારનો આકાર રચતો હોય—તોયે તે પેલા પ્રવાહનો એક ભાગ છે. આ બીના હું તે અર્થમાં કહું છું: સઘળાં મનુષ્યો જેઓ આગળ વધવાને જેહમત ખેંચી રહ્યાં છે, તેઓ મિનોઇ ચિન્ગારીઓ છે. જે માયામાં તું જીવે છે તે એટલી તો ઠગારી છે કે બીજાઓના અંતઃકરણમાં તે મધુર આવાજ તું પેહેલાં કયાંથી શોધી કાઢશે તે વિચારવું મુશ્કેલ છે. પણ એટલું ખાત્રીથી જાણજે કે તે તારા પોતાનામાં ખચીતજ છે. તું તેને ત્યાં શોધ, અને એકવાર તે તેને સાંભળ્યો તો પછી તારી આસપાસ તું તેને વધારે સારી રીતે પીછાની શકશે.

૬. જે મધુરતા તું સાંભળે તેને તારી યાદદાસ્તમાં એકઠી કર.

૭. તેમાંથી એકતા અથવા સમભાવનો ધડો શીખ.

૮. તે લડવૈયો કે જે હવે તું પોતે અને તારો રાજા છે, તેને તાબે રહીને જંજાળની વચ્ચે ખડકની માફક તું સ્થિર થઇ ઉભો રહી શકશે. તેનાં ફરમાનો બજાવ. એ સિવાય લડાઇમાં તદન બેપરવા રહી લડાઇના પરિણામ માટે કાંઇ પણ વધુ ઇંતેજારી રાખીશ નહીં; કારણ કે એકજ વાત જરૂરની છે તે એ કે, તે લડવૈયો જીતશે, અને તું જાણે છે, કે તે કદી હાર પામતોજ નથી. આ પ્રમાણે શાન્તપણે અને સાવચેતીથી ઉભો રહી તે શ્રવણનો ઉપયોગ કર કે જે તેં દુઃખથી અને દુઃખના નિવારણથી મેળવ્યું છે. જ્યાં સુધી હજી તું એક મનુષ્ય છે ત્યાં સુધી તે મહાન ગાયનના માત્ર કકડા કે ટુકડાજ તારે કાને પડશે. પણ જ્યારે તું તે સાંભળે ત્યારે તેને પ્રમાણિકપણે યાદ રાખજે, કે જેથી કરીને જેટલું તારે કાને પડયું છે તેટલું ખોવાઇ ન જાય, અને તેમાંથી તારી આસપાસના ભેદનો અર્થ સમજવાની કોશેશ કરજે. વખત જતાં તને કોઇ ગુરૂની જરૂર રહેશે નહિ, કારણ કે જેમ મનુષ્યને આવાજ઼ હોય છે, તેમ જેમાં મનુષ્ય હૈયાતી ભોગવે છે તેને પણ આવાજ઼ હોય છે. ખુદ જીંદગીને વાચા છે અને તે કદી મુંગી નથી. અને તું કે જે તે આવાજ઼ સાંભળવામાં બહેરો છે તે ધારે છે તેમ તેનું ઉચ્ચારણ ચીસ

નથી, પણ તે એક સુસ્વર છે. તે ઉપરથી શીખ કે તું તે એકતાનો એક ભાગ છે; તે ઉપરથી એકતાના કાયદાઓને શરણ થવાનું શીખ.

૯. તારી આસપાસ જે સઘળી હૈયાતી છે તે તરફ માન ધરાવ.

૧૦. માણસોનાં હૃદયમાં હોશીયારીથી નીહાળતાં શીખ.

**ખુલાસો.**—સદંતર અપક્ષપાતપણે નીહાળતાં શીખ, નહીં તો તારી આંખ અંજાઇ જશે; તેટલા માટે અપક્ષપાતપણું પેહેલાં સમજવું જોઇએ.

અકલ અપક્ષપાત છે: કોઇ મનુષ્ય તારો શત્રુ નથી: કોઇ મનુષ્ય તારો દોસ્ત નથી. બધા એકસરખા તારા ગુરૂઓ છે. તારો દુશ્મન એક ભેદ બને છે, કે જે ભેદનો ફડચો કરવો જોઇએ. જો કે તેમ કરવામાં જમાનાઓ જાય, તોપણ ચૂકવું ન જોઇએ, કારણ કે મનુષ્ય શું છે તે પેહેલાં સમજવું જોઇએ. તારો દોસ્ત તારો પોતાનો એક ભાગ કે તારો વિસ્તાર બને છે, તે સમજવાને એક મુશ્કેલ ઉખ્યાનુ છે. માત્ર જાણવાને જે ઘણું મુશ્કેલ છે તે એકજ વસ્તુ છે—અને તે તારૂં પોતાનું અંતઃકરણ છે. જ્યાં સુધી હુંપણા (ખુદી) ના ગાંઠા છુટા થયા નથી, ત્યાં સુધી આત્મા (ખુદા) નો ઉંડો ભેદ જોઇ શકાતો નથી. જ્યાં સુધી તું તેની બાજુએ ઉભો રહે નહિ, ત્યાં સુધી તારી સમજમાં તે ખુલ્લો થશે નહિ. ત્યારેજ, અને ત્યાં લગી નહિ, તું તેને પકડી શકે અને દોરવી શકે. ત્યારેજ, અને ત્યાં લગી નહિ, તું તેની સઘળી શક્તિઓનો ઉપયોગ કરી શકે અને તેમને ભલાં કામમાં અર્પણ કરી શકે.

૧૧. તારા પોતાના અંતઃકરણ તરફ ઘણોજ ભાવ રાખ.

૧૨. કારણ કે તારા અંતઃકરણમાંથી પેલી એક રોશની નીકળે છે કે જે તારી જીંદગીને પ્રકાશીત કરે છે, અને તારી આંખો આગળ તેને ખુલ્લી કરે છે.

માણસોના અંતઃકરણોનો અભ્યાસ કર, કે જેથી દુનિયાં, કે જેમાં તું જીવે છે અને જેનો એક ભાગ તું થશે, તે વિષે તું કાંઇ જાણે. તારી આસપાસની હમેશાં ફેરફાર થતી હાલની જીંદગી તરફ માન રાખ, કારણ કે તે મનુષ્યોનાં અંતઃકરણોથી બનેલી છે. અને જેમ જેમ તું તેમનું બંધારણ અને અર્થ સમજવાને શીખતો જશે તેમ તેમ પગથિયે પગથિયે જીંદગીનો વધારે મોટો શબ્દ વાંચવાને તું શકિતવાન થશે.

૧૩. બોલવાની શકિત જ્ઞાન વડેજ આવે છે. જ્ઞાન મેળવ અને તને બોલવાની શકિત પ્રાપ્ત થશે.

**ખુલાસો.**—જ્યાં સુધી તેં તારી કાંઇ ખાત્રી મેળવી નથી ત્યાં સુધી તું બીજાને મદદ કરી શકે એ અશકય છે. જ્યારે પેહેલા એકવીસ નિયમો તું શીખે અને તે વડે તારી ખીલેલી શકિતઓથી છુટી પાડેલી ઈંદ્રિઓ સાથે તે જ્ઞાનના મંદીરમાં તુ દાખલ થાય, ત્યારેજ તને ત્યાં એક ઝરો માલમ પડે કે જેમાંથી વાચા નીકળશે.

તેરમા નિયમ પછી, જે કાંઇ ઉપર લખવામાં આવ્યું છે તેમાં કાંઇ પણ બીજા શબ્દો હું ઉમેરી શકતી નથી.

હું મારી શાન્તિ તને આપું છું. Δ

જેમણે હું મારી શાન્તિ આપું છું તેમનેજ માટે આ નોંધો લખવામાં આવી છે; જેઓ મેં જે લખ્યુ છે તે જાહેર અને બાતેન બેઉ અર્થમાં સમજી શકે.

૧૪. અંતર ઇંદ્રિયોનો ઉપયોગ કરતાં શિખીને, બાહ્ય ઇંદ્રિયોની વાસનાઓ ઉપર ફત્તેહ મેલવીને, અસ્તીત્વ જીવની ઇચ્છાઓ ઉપર કાબુ મેલવીને, અને જ્ઞાન સંપાદન કરીને, ઓ શિષ્ય, માર્ગ ઉપર ખરેખર દાખલ થવાને હવે તું તૈયાર થા. માર્ગ મલ્યો છે: તે ઉપર ચાલવાની તૈયારી કર.

૧૫. પૃથ્વિ, હવા, અને પાણી, તારે માટે શો ગુપ્ત ભેદો ધરાવે છે, તે માટે તેમને પુછ. તારી ભિત્તરની ઇંદ્રિયોના ખીલવાથી તું આ કામ બજાવવાને શકિતવાન થશે.

૧૬. પૃથ્વિ ઉપરના પવિત્ર મહાપુરૂષો [ ગેતીના યજદો ] તારે માટે શો ગુપ્ત ભેદો ધરાવે છે, તે માટે તેમને પુછ. તારી બહારની ઇંદ્રિયોની વાસના ઉપર કાબુ મેલવ્યાથી તને તેમ કરવાનો હક્ક મલશે.

૧૭. ઘણોજ ભિત્તરનો પેલો **એક**, જે તારે માટે જમાનાઓ થયા આખરનો ગુપ્ત ભેદ ધરાવે છે, તે માટે તેને પુછ.

મોટી અને મુશ્કેળ ફત્તેહ, જીવની વાસનાઓ ઉપર કાબુ મેલવવો, એ જમાનાઓનું કામ છે; તેટલા માટે જયાં સુધી જમાનાઓના અનુભવો સંપાદન થયા નથી, ત્યાં

સુધી તેનો બદલો મેળવવાની આશા રાખતો ના. જયારે આ સત્તરમો નિયમ શીખવાનો વખત આવે છે ત્યારે મનુષ્ય મનુષ્ય કરતાં અધિક બનવાના ઉંબર ઉપર આવી પહોંચેલો હોય છે.

૧૮. જ્ઞાન જે હમણાં તારૂં છે તે તારૂં એટલા માટે છે કે તારો આત્મા સઘળા પવિત્ર આત્માઓ સાથે એક થયો છે. આ જ્ઞાન તે સૌથી મહાન ઇશ્વરે તારા વિશ્વાસમાં આપ્યું છે. જોઇએ તો વિશ્વાસઘાત કર, તારાં જ્ઞાનનો ગેરઉપયોગ કર, કે તેને પડતું નાખ, પણ જે મહાન દરજ્જા ઉપર હાલ તું પહોંચ્યો છે, તે ઉપરથી તને પાછું નિચે ગબડી પડવું સંભવીક છે. મહાન પુરૂષોબી ખુદાના ઉંબર ઉપરથી સુદ્ધાં, પોતાની બારીક જોખમદારીનો બોજો નહિ સહન થઈ શકવાથી, અથવા આગળ વધવાને કમતાકાત થવાથી, પાછા ગબડી પડે છે. તેટલા માટે આ પલ તરફ ઘણીજ અજાયબી અને ધ્રુજતી લાગણીથી જોતો રહેજે, અને લડાઇ માટે તૈયાર રહેજે.

૧૯. એવું લખવામાં આવ્યું છે કે જે કોઇ ઇશ્વરના ઉંબર ઉપર આવી પહોચ્યો છે, તેને માટે કાંઇ કાયદો ઘડી શકાય નહિ, તેનો કોઇ ભોમ્યો યા રાહબર હોય નહિ. તોપણ શિષ્યને વધારે ખુલાસાવાર સમજાવવાને માટે આખરની લડાઇનું આ પ્રમાણે વર્ણન કરી શકાય :

જે કાંઇ પદાર્થ નથી કે જેને કાંઇ [ દેખૈતી ] હસ્તી નથી, તેને મજબુત પકડી રાખ.

૨૦. જે આવાજ વગરનો આવાજ છે તેનેજ માત્ર સાંભળતો રહે.

૨૧. જે કાંઇ બાહ્ય તેમજ અંતર ઇંદ્રિયોથી દેખાતું નથી, તે તરફજ જોતો રહે.

**તમોને શાન્તિ હોજો !**





# કર્મ.

મારી સાથે વિચાર કર કે પ્રત્યેક જીંદગી એક દોરડાં સમાન છે, કે જે દોરડું અનંત લંબાયલું છે, અને જેનો છેડો કે શરૂઆત નથી. આ દોરડું બારીક અસંખ્ય દોરાઓથી* બનાવવામાં આવ્યું છે, કે જે દોરાઓ એકઠા મળવાથી તે દોરડાંની જાડાઇ બની છે. આ દોરાઓ રંગ વગરના છે. તેમના સીધાપણાં, મજબુતાઇ અને સપાટપણાને લગતા ગુણોમાં તેઓ સંપૂર્ણ છે. આ દોરડું સઘળી જગ્યાઓમાંથી પસાર થવાને સબબે તેને ઘણીએક વિચિત્ર હોનારતો ખમવી પડે છે. વારંવાર એકાદ દોરો પકડાઇ જાય છે અને વળગી રહે છે, અથવા તો તેના સુંવાળા માર્ગમાંથી તે કદાચ ઘણા જોરથી ખેંચાઇ આવેલો હોય છે. તેટલા માટે ઘણોએક વખત તે દોરો ચુંથાયલો રહે છે, અને આખાં દોરડાંને ચુંથાયલું બનાવે છે. કોઇ કોઇ વેળા એકાદ દોરો ધુળ અને રંગથી ડાઘાવાળો થાય છે, અને તે ડાઘાવાળી જગ્યા આગળથી આગળ વધ્યો જાય છે. એટલુંજ નહિ પણ બીજા દોરાઓના રંગમાં પણ ફેરફાર કરે છે. યાદ રાખજે કે આ દોરાઓ જીવતા છે—તેઓ વિજળીના તારો સમાન છે; વધુ. તેઓ જીવતા જ્ઞાન-તંતુઓ સરખા છે. તેટલા માટે તે ડાઘ, તે ચુંથાયલો કે

* આ દોરાઓ રૂહાની સમજવા.

અડભડેલો ભાગ, કેટલેક દૂર સુધી ચાલ્યો જાય છે. પણ આખરે તે લાંબા અને જીવતા દોરાઓ કે જે પોતાના અભંગ અને સલંગપણામાં એક જીવાત્મા બનાવે છે, તે અંધારાંમાંથી પ્રકાશમાં જઇ મળે છે. ત્યારે આ દોરાઓ ઘણુ વાર રંગ વગરના હોતા નથી, પણ તેઓ સોનેરી હોય છે; એક વાર ફરીથી તેઓ સાથે મલે છે, સરખા થઇ જાય છે. એક વાર ફરીથી તેઓ વચ્ચે સમાધાની પંથરાઇ જાય છે: અને આ પ્રમાણે ભિત્તરમાં સમાધાનીથી મહાન સમાધાની માલમ પડે છે.

આ દૃષ્ટાંત સત્યની માત્ર એકજ બાજુ, અગર એક નાનો ભાગ બતાવે છે: તે એક ટુકડા કરતાં પણ ઓછો છે. તોપણ એ ઉપર તું મન રોક; અને એની મદદથી તું વધારે સમજવાને દોરવાશે. પહેલા જે કાંઇ સમજવાની જરૂર છે તે એ કે ભવિષ્ય કાંઇ હાલના વર્તમાનના કોઇ અચોકસ જુદાં કર્તવ્યોથી રચાયલું નથી; પણ આખુ ભવિષ્ય અખંડ સરલપણાથી વર્તમાન સાથે જોડાયલું છે, અને તેમજ વર્તમાન ભૂતકાળની સાથ. એક દ્રષ્ટિબિંદુથી જોતાં, એક ભુવન ઉપર દોરડાંનુ દૃષ્ટાંત ખરૂં છે.

એમ કહેવામાં આવે છે કે આત્મજ્ઞાન તરફ સહેજ પણ ધ્યાન આપવામાં આવે તો તે મોટાં કર્મીક પરિણામો નીપજાવે છે. તે એટલા માટે કે સાધારણ રીતે જે કાંઇ સારૂં કે માઠું કહેવાય છે, તેની નક્કી પસંદગી કીધા વગર

ગુપ્ત વિદ્યા તરફ લક્ષ આપવું તદન અશકય છે. આત્મ-વિદ્યા યાને ગુપ્ત જ્ઞાન તરફ પહેલું પગલું અભ્યાસીને જ્ઞાનના ઝાડ* તરફ લાવે છે. તેણે તે ઝાડ ઉપરથી ફળ તોડીને ખાવું જોઇએ,† યાને તેણે પોતે પસંદ કરવું જોઇએ. અજ્ઞાનતાના સંદેહમાં હવે તે વધુ વાર રહી શકતો નથી. તે ભલા અથવા બૂરા માર્ગ ઉપર આગળ વધે છે; અને એ માર્ગોમાના એક ઉપરની ચોકસાઇથી અને જ્ઞાનથી એક પણ પગલું ભરવાથી મોટાં કર્મીક પરિણામો નીપજે છે. મનુષ્યનો સાધારણ મોટો વર્ગ, યાને ઘણાંખરાં સઘળાં સાધારણ આદમીઓ, કાંઇ પણ ચોકસ નેમ ધારણ કર્યા વગર ઢચુપચુ દિલથી આગળ ચાલે છે; તેમની જીંદગીનું ધોરણ અચોક્કસ હોય છે; તેટલા માટે તેમનું કર્મ ઘણીજ ગુંચવણ ભરેલી રીતે ક્રિયા કરે છે. પણ જ્યારે એક ચેલો જ્ઞાનના ઉંબર સુધી પહોંચે છે, ત્યારે ગુંચવાડો ઓછો થવા માંડે છે, અને તેટલા માટે કર્મના પરિણામો બેહદ વધે છે, કારણ કે સઘળાં જુદાં જુદાં ભુવનો ઉપર તેઓ સઘળા એકજ દિશાએ કામ કરી રહેલાં હોય છે: કારણ કે ગુપ્ત-જ્ઞાની ઘચુપચુ દીલનો હોતો નથી, અને એક વાર તેણે ઉંબર ઓળંગ્યો ત્યાંથી તે પાછો ફરી શકતો નથી. જેમ એક ઉમ્મરે પહોંચેલાં આદમીને પાછું નાનું બચ્ચું બનવું અશકય હોય છે, તેમજ આ બિનાઓ બનવી પણ અશકય

---

* હોમ વૃક્ષ; અસ્વત્થ વૃક્ષ. † હોમ રસ પીવો જોઇએ.

હોય છે. તે માણુસ પોતાની વૃદ્ધિના સબબે મોટી જવાબદારીને પહોંચ્યો છે; તેમાંથી તે પાછો હઠી શકતો નથી.

જે કોઇ કર્મ-બંધનમાંથી મોકલો થવા ઇચ્છતો હોય તેણે પોતાના સ્વાનને અંધારાંમાંથી ઉંચકી પ્રકાશમાં લાવવું જોઇએ; તેણે પોતાની જીંદગીની હૈયાતી એવી તો શ્રેષ્ટ બનાવવી જોઇએ કે આ દોરાઓ મેલા પદાર્થોના સંબંધમાં આવે નહિ, અને એવા ચીકટ સ્પર્શના થાય નહિ કે જેથી ખેંચતાં ચુંથાઇ જાય. જે જગ્યામાં કર્મ ક્રિયા કરે છે, તેમાંથી માત્ર તે પોતાને ઉંચકી લે છે, તેટલા માટે તે જે જીંદગી અનુભવતો હોય તે જીંદગી તે તજી દેતો નથી. નીચેની જગ્યા ખડબચડી હોય કે મેલી હોય, અથવા તો સુંદર ફૂલોથી ભરેલી હોય કે જેમનો ચીકણો પ્રવાહ અને મીઠો પદાર્થ વળગી રહી વળગણ કરતો હોય, તોપણ માથા ઉપરનું આસ્માન તો હમેશાં સ્વચ્છ હોય છે. જે કોઇ કર્મ વગરનો થવા ઇચ્છતો હોય, તેણે પોતાના ઘરને માટે માત્ર હવા તરફજ ખ્યાલ રાખવો. અને ત્યાર પછી માત્ર 'ઇથર' [ હવાથી પણ સૂક્ષ્મ પદાર્થ ] તરફ ધ્યાન ચોંટાડવું. જે કોઇ સારાં કર્મો કરવાની ઇચ્છા રાખે છે તેને ઘણાએક ગુચવાડાઓ આવી નડશે, અને ઉંચા પ્રકારનું બીજ રોપી તેની કાપણી પોતાની મતલબને ખાતરજ કરવાને તેની કોશેશમાં, તે કદાચ હઝારો નકામાં છોડવાઓ, અને તેઓ દરમ્યાન એકાદ ઘણોજ જોખમ ભર્યો

છોડવો પણ રોપી દેશે. તારે પોતાને માટે કાંઈ પણ બીજ રોપવાની ખાહેશ ના રાખ; માત્ર તે બીજ રોપવાની ખાહેશ રાખ કે જેનાં ફળો આખી દુનિયાના ખાણામાં આવે. દુનિયાનો તું એક ભાગ છે; દુનિયાંને ખોરાક આપવામાં તું તારૂં પણ પોષણ કરી શકશે. તે છતાં આ વિચારમાં પણ એક મોટો જોખમ છુપાયલો છે, કે જે તે શિષ્યની આગળ આવી ડોળા ઘુરકે છે. શિષ્ય પોતે ભલાંને માટે કામ કરી રહ્યો છે એવી બ્રાંતીમાં લાંબો વખત સુધી રહેલો હતો, જ્યારે ખરૂં જોતાં તો પોતાના ભિત્તરના જીવમાં તેણે બદી સિવાય બીજું કાંઈ જોયું નથી; એટલે, તે પોતે દુનિયાંને મોટો ફાયદો કરી રહ્યો હોય એમ વિચારતો હતો, જ્યારે તેમ કરીને સઘળો વખત અંજાણપણે તે કર્મના વિચારને વળગ્યો હતો, અને જે મોટો ફાયદો તે કરતો હતો તે ખુદ પોતાને માટેજ હતો. એક માણસ ફાયદો અથવા ફળ મેળવવાને માટેના વિચારનો અનાદર કરે. પણ તે ખુદ અનાદરના ભિત્તરમાં ફળની ઇચ્છાની બાબદ દેખાય છે. અને આ પ્રમાણે પોતાને અટકાવ કરતાં શીખવાની કોશેશ શિષ્યને માટે નકામી છે. જીવ સદંતર બંધન વગરનો હોવો જોઇએ અને ઇચ્છાઓ તદન મોકલી હોવી જોઇએ. પણ જ્યાં સુધી તેની ઇચ્છાઓ તે હાલત ઉપર ચોંટેલી નથી કે જે હાલતમાં નથી બદલો કે નથી સજા, નથી ભલું કે નથી ભુડું, ત્યાં સુધી તેની કોશેશો ફોકટ છે. તે શિષ્ય જો કે પોતાને બહુ આગળ

વધતો જુએ, તોપણ એક દિવસે તે ખુદ પોતાના જીવની સામે આવી ઉભો રહેશે, અને તે પીછાનશે કે જ્યારે તે જ્ઞાનના ઝાડ પાસે આવ્યો ત્યારે તેણે મીઠું નહિ પણ કડવું ફળ પસંદ કીધું છે; અને ત્યાર પછી તેનાં મોહો આગળથી પરદો સદંતર નિચે પડી જશે, અને તે પોતાનું છુટાપણું સંદતર છોડી દેશે અને ઇચ્છા વાસનાનો ગુલામ બનશે. તેટલા માટે તું કે જે મિનોઇ જીંદગી તરફ ઢળેલો છે તે સાવચેત રહે. હમણાથી શીણ કે વાસનાની કાંઇ દવા નથી, ફળની ઇચ્છા માટે કાંઇ ઉપાય નથી, આતુર ખાહેશના સંતાપનો કાંઇ ઇલાજ નથી, સિવાય કે નજર અને શ્રવણ એ બંને જે કાંઇ અણદીઠ અને આવાજ વગરનું છે તેની ઉપર ચોટાડેલાં રાખવાં. છેક હમણાથીજ તને માટે કોશેશ કરવાનું શરૂ કર, અને તેથી હજારો સાંપો તારા રસ્તામાંથી દુર થશે. જે અમર છે તેમાં રહે.

જ્યાં સુધી ચેલો કર્મની અસર તેને પોંહોચી શકે નહીં એવી હાલતે પહોંચ્યો નથી ત્યાં સુધી તે કર્મના વાસ્તવીક કાયદાઓની ક્રિયાનો અભ્યાસ કરી શકે નહીં. દિક્ષા પામેલા મનુષ્યોને કુદરતના ભેદોની માગણી કરવાનો અને તે નિયમો કે જેથી મનુષ્ય જીંદગી દોરવાય છે તે જાણવાનો હક્ક છે. કુદરતની મર્યાદામાંથી છુટો થવાથી, અને તે નિયમો કે જેથી મનુષ્ય જીંદગીનો કારોબાર ચાલે છે, તેમાંથી મોકળો થવાથી, આ હક્ક મેળવી શકાય

છે. મિનોઇ તત્વનો તે એક જાણીતો ભાગ બન્યો છે, અને જે કાંઇ નાશવંત છે તેની તે મનુષ્ય ઉપર કાંઇ વધુ અસર થતી નથી. તેટલા માટે તે કાયદાઓ કે જે ક્ષણભંગુર હાલતો ઉપર રાજ્ય ચલાવે છે તેઓનું જ્ઞાન ત્યાર પછી તે મેળવે છે. તેટલા માટે તું કર્મના કાયદાઓ સમજવાની ઇચ્છા રાખતો હોય તો આ કાયદામાંથી તને પોતાને પેહેલાં મોકલો કરવાની કોશેશ કર: અને તારૂં ધ્યાન તે કાયદાઓથી અસર વિનાનું જે કાંઇ છે તે ઉપર લગાડવાથીજ આમ થઇ શકશે.



# શરેહ.

[૧]

**"આંખો જોઇ શકે તે આગમચ તેઓમાંથી કદી પણ આંસુઓ પડી શકે નહિ એવી થવી જોઇયે."**

[અહીં જે આંખની વાત લખી છે તે આપણી બહારની ચીજો જોવાની જે આંખો છે તે આંખો નહિ પણ ભિત્તરની આંખો સમજવી; જેને રૂહાની ચશ્મ, અંતર્દ્રષ્ટિ અથવા તો દેવચક્ષુ યાને ઇશ્વરની આંખ કહે છે. ઇંગ્રેજીમાં એને "પીનીયલ ગ્લૅંડ," (Pineal Gland) કહે છે, અને તેનો વાસો મગજની વચમાં કોઇ ભાગમાં જણાવવામાં આવે છે. સંસ્કૃત શાસ્ત્રોમાં એને શિવની આંખ પણ કહે છે. એ આંખ જ્યારે માણસમાં ખુલે છે ત્યારે તે આગલું પાછલું તથા દુર છેટે જે કાંઇ જોવા ધારે તે ઝટ જોઇ શકે છે. તેવાં આદમીને ઇંગ્રેજીમાં કલૅર્વાયન્ટ અથવા દુરની ચીજો જોનાર કહે છે.]

[આંસુ શબ્દ અહીં એક ચિન્હ તરીકે એટલે મનની હાલત દર્શાવનાર નિશાની તરીકે વાપરવામાં આવ્યો છે. આંખમાંથી આંસુ બે કારણોથી પડે છે, એક તો જ્યારે આપણે ઘણાજ દલગીર હોઇયે ત્યારે, તેમજ ઘણુંજ હર્ષમાં હોઇયે ત્યારે; તેથી અહીં આંસુ એટલે દીલની ઉશ્કેરાયલી હાલત, પછી તે હાલત દલગીરીથી ઉશ્કેરાયલી હોય કે ખુશાલીથી.]

આ ચોપડી વાંચનારા સર્વે જણોએ સારી પેઠે યાદ રાખવું જોઇયે કે જેઓ સાધારણ સાદા શબ્દમાં કાંઇ લખાણ છે એટલુંજ સમજતા હશે તેમને એ ચોપડીમાં થોડાંક તત્વ જ્ઞાન સિવાય બીજું કાંઇ પણ દમ જેવું માલમ પડશે નહિ. ઘણાઓ

જેઓ ઉપર ટપકેથી વાંચશે તેઓને તો આ ચોપડી ફીકી ફચ અને રસકસ વગરનીજ માલમ પડશે. માટે તેવા વાંચનારને તો આગળથી અર્જ કરવામાં આવે છે કે તેમને એ વાંચવાથી જરાબી લાભ નથી.

વાંચવાની વળી એક બીજીજ રીત હોય છે, અને ઘણાએક કર્તાઓનાં પુસ્તકો તેવીજ રીતે વાંચવાં પડે છે. તે વાંચનમાં લીટીએ લીટી ચોપી ચોપીને વાંચવી પડે છે, એટલુંજ નહિ પણ તે મધેનો એકે એક શબ્દ ગોખી ગોખીને મનમાં ઠસાવવો પડે છે. ખરેખર તે એક મહાભારત ગુહ્ય ભેદને ઉકલાવવાનુંજ કામ છે. સઘળાં કીમીયાને લગતાં પુસ્તકો આવા ગુહ્ય ભેદોમાંજ લખવામાં આવ્યાં છે; સઘળા કાલના ફિલસુફો અને કવિયોએ પોતાનાં લખાણોમાં એવીજ રીત વાપરી છે. અસલના મહાજ્ઞાનીઓ અને આત્મજ્ઞાનમાં નિપુણ એટલે કાબેલ પુરૂષોએ પણ ઘણીવાર એવીજ રીત વાપરી છે, કે જેઓ દેખીતી રીતે તો જાણે પોતાનું સઘળું ઉંડું જ્ઞાન અને ડહાપણ ખુલ્લી રીતે જાહેર કરતા હોય એમ માલમ પડેછે, પણ જે શબ્દમાં તે વર્ણવામાં આવે છે તેમાંજ તેનો ખરેખરો ગુહ્ય મર્મ છુપાવી રાખે છે. તેઓને તેમ કર્યા વગર છુટકોજ હોતો નથી. કુદરતનો એક કાયદો છે, તે ફરજ પાડે છે કે, માણસે પોતેજ પોતાને હાથે આ ભેદો ઉકેલી વાંચવા. કોઇપણ બીજી આડતી રીતે તે ભેદો તે મેળવી શકે નહિ. જેબી માણસને જીવવાની ઇચ્છા છે તેણે પોતાનો ખોરાક પોતાને હાથેજ લેવો જોઇયે. આ તો કુદરતનો એક સાદો કાયદો છે, અને એજ કાયદો ચડતી જીંદગી ભોગવવા માટે પણ લાગુ પડે છે. જે માણસને જીવી કામ કરવું છે તેને બચ્ચાંની માફક

સમયાથી ખોરાક આપી શકાતો નથી—તેણે તો પોતાને હાથેજ તે ખાવો જોઇયે.

[ઉપલા પેરેગ્રાફમાં જે કીમીયા વિષે જણાવવામાં આવ્યુ કે તે કીમીયું હલકી ધાતુને ચડતી ધાતુમાં ફેરવવાના હુન્નર માટે નહિ, પણ આદમીમાં જાનવરી ખવાસને બદલી શુદ્ધ ઇશ્વરી ગુણોમાં બદલવાને લગતા હુન્નરને લગતી ક્રિયા સમજવી.]

"માર્ગ ઉપર પ્રકાશ" ના થોડાક ભાગને હું લગાર નવી અને ખુલ્લી સાદી ભાષામાં લખવાનો ઇરાદો રાખું છું; પણ તે મારી કોશેશ કાંઇબી રીતે એ બાબદ સમજાવવાને ફાવી શકશે કે નહિ તે હું કહી શકતી નથી. એક બહેરા અને મુંગા માણસ આગળ કાંઇ એક સત્ય વધારે ખુલ્લું કરી સમજાવવાને જો કોઇ ભણેલો ભાષાશાસ્ત્રી જે શબ્દોમાં તે સત છુપાયલું છે તે શબ્દોનાં સઘળી ભાષાઓમાં અર્થો કરીને તે વાક્યો કદી તેના કાનમાં મોટે સાદે પોકારે તોએ તેનું કાંઇ વળતું નથી. પણ જેઓ બહેરા અને મુંગા નથી તેઓને સમજવાને તો એકજ ભાષા બસ થશે, અને તેવા સમજુ માણસો માટેજ હું પણ મારી આ બાબદ લખું છું.

"માર્ગ ઉપર પ્રકાશ" ના પેહેલા ભાગમાં આવેલા સૌથી પેહેલાં સૂત્રોની અંદર સમાયલો સાર ઘણાઓને સમજવાને મુશ્કેલ થઇ પડયો હતો કે જેઓ તે સિવાય તે ચોપડીનો બાકી સઘળો ભાગ સમજી શકયા હતા.

ગુપ્ત જ્ઞાનમાં દાખલ થવાના સંબંધમાં ચાર ચોક્કસ અને ઠરાવેલા નિયમો છે. તે ઉંબર સોનેરી દરવાજા બંધ કરે છે; તોપણ કેટલાક એવા પણ માના પુત હોય છે કે જેઓ તે દરવાજા ઓળંગી

આગળ વધે છે અને પેલે પાર જે કાંઇ શ્રેષ્ટ અને હદ વગરનું છે તે મેળવી શકે છે. વખતના બોહોલા વીસ્તારમાં તો સર્વ કોઇ તે દરવાજા પસાર કરી જશે. પણ હુ એવી ઇચ્છા રાખું છું કે વખત, જે મહાન ભમાવનાર છે, તે ઉપર કાબુ નહી લાવી શકાય એવો નથી. જેઓ વખતના તે ચક્ર ઉપર ભરોસો રાખી બેસે છે, યાને નભરવશાપણે તેમાં વખત ગાળે છે, તેઓને મારે કાંઇએ કહેવું નથી; પણ બીજાઓ—કે જેઓની સંખ્યા પણ જેમ કેટલાકો ધારે છે તેમ થોડી નથી—જેઓ વખતના અરસાને પાનને ચૂનો લગાડવામાં આવે એવો ટુકો, અને બોહોળા આકાશને મુઠ્ઠીમાં સમાય એવો નાનો સમજે છે, તેઓને માટે હું આ બાબદ તેઓ પુરતી રીતે સમજી શકશે ત્યાં સુધી ફરીથી ને ફરીથી ખુલ્લી કરતી રહીશ.

"માર્ગ ઉપર પ્રકાશ "નાં પેહેલાજ સફા ઉપર જે ચાર સત્યના સુત્રો યાને વાક્યો લખવામાં આવ્યાં છે તે જે કોઇ આત્મ જ્ઞાન મેળવવાને ખાહેશ રાખતું હોય તેના સંબંધમાં તેની શરૂઆતની અજમાયેશ યા કસોટીને લગતાં છે. જ્યાં સુધી તે ઉમેદવાર તે પરીક્ષામાંથી પસાર થાય નહિ ત્યાં સુધી તે જ્ઞાનના દરવાજાના અડગરા આગળ પણ આવી શકતો નથી. જ્ઞાન એ માણસનો મોટો વારસો છે: તો પછી શા માટે તેણે તે કોઇબી રસ્તે મેળવવાને કોશેશ કરવી ન જોઇએ? શોધખોળ કરવાને માટે કાંઇ પ્રયોગશાળા એકલીજ જગ્યા નથી; ઇંગ્રેજી શબ્દ "સાયન્સ" યાને ઇલમ, એટલે જાણવું એના વર્તમાન કૃદંત Sciens ઉપરથી નીકળાયો છે; અને એનો મૂળ ઇંગ્રેજી શબ્દ to discern, to ken, યાને અક્કલથી પિછાણવું અથવા ભેદ સમજવો એ શબ્દને મલતોજ છે. ઇલમ તેટલા માટે પદાર્થ (Matter) કે જે ગમે તેવો બારીક અથવા શુલ્ક હોય તેની સાથેજ કાંઇ તાલુકો રાખી અટકતો નથી. આવો

વિચાર તો ચાલુ જમાનાની એક સુરત સમજમાંથી પેદા થયો છે. ઇલમ (Science) એ એક એવો શબ્દ છે કે જેનાં પેટામાં સઘળી જાતનાં જ્ઞાનનો સમાવેશ થઇ જાય છે. રસાયણશાસ્ત્રીની શોધખોળ વિષે સાંભળવું, અને તેમને પદાર્થના બારીકમાં બારીક ભાગોમાં અવલોકન કરતા જોવા ઘણુંજ ખુશકારક છે; પણ આ ઉપરાંત કાંઇ બીજી જાતનુ પણ જ્ઞાન હોય છે, અને દરેક જણ કાંઇ ખાકી ઇંદ્રિયોથી તપાસ લેવાતા અમ્તરાઓનાં જ્ઞાનમાંજ પોતાની જ્ઞાન મેળવવાની ઇચ્છાને સંકોચી રાખતા નથી.

દરેક જણ જે કોઇ મૂર્ખ કે ગમાર નથી, અથવા તો એકાદ દુર્ગુણમાં ચકચૂર નથી, તેને કાંઇક ખ્યાલ હોય છે, અથવા તો કોઇએ તો કહાય ચોક્કસપણે જાતે શોધેલું હોય છે કે, આપણી ખાકી ઇંદ્રિયોથી થતા જ્ઞાનમાં બીજી કાંઈ બારીક જ્ઞાન ઇંદ્રિયો છુપાયલી છે; આમાં કાંઇ વિચિત્ર કે નવાઇ જેવું કાંઇજ નથી; જો આપણે કુદરતનું અવલોકન કરીએ તો આપણને માલમ પડશે કે જે કાંઇ ચીજ સાધારણ નજરે પડે છે તેનાં ભિત્તરમાં પણ તે ચીજથી કાંઇ વધારે અગત્યનું છુપાયલું જણાશે. સૂક્ષ્મદર્શક યંત્ર આપણી નજર આગળ ગોયા નવી દુનિયા ખુલી કરે છે; પણ જે બારીકમાં બારીક પદાર્થ સુક્ષ્મદર્શક યંત્ર વડે દ્રષ્ટિએ પડે છે તે બારીક રજકણમાં વળી કાંઇ બીજી એથી વધારે બારીકી અને ભેદ છે કે જે કોઇ પણ યંત્રથી ખુલ્લતો નથી.

આખું જગત તેના ખાકી પદાર્થો સુધ્ધાં તે મધે વસતા એક અંતર જગત (અંતરીક્ષ) થી જીવિણ અને પ્રકાશિત રહેલું છે. અંતર જગતને કોઇ સેતારાઓને લગતું ઍસ્ત્રલ ભુવન (આકાશી દુનિયાં) કહે છે, અને તે એક સાધારણ લાગુ પડતો બોલ છે,

કારણ કે એ આકાશી ભુવન સેતારાથી ભરપુર છે; પણ લૉક નામનો ફિલસુફ કહે છે તેમ સેતારાઓ પ્રકાશિત ચીજ છે અને તેમાંથી પોતાની મેળે રોશની નીકળે છે, તેથી કરીને સેતારાઓનો આ જાતી રોશની આપવાનો ગુણ ધરાવતો જે સૂક્ષ્મ પદાર્થ છે તેને પણ 'ઍસ્ટ્રલ' યાને સેતારાઓને લગતો પદાર્થ કહે છે, કારણ કે તે સૂક્ષ્મ પદાર્થ નિહાલવાને જેઓને આંખ છે તેઓને તે શોધવા દીવો લેવાની જરૂર પડતી નથી. વળી સેતારો (Star) શબ્દ, એંગ્લો સેક્ષન Stir-an શબ્દ ઉપરથી નીકળ્યો છે, જેનો અર્થ 'આગળ ચાલવું,' 'હાલવું' એવો થાય છે, અને બેશક આપણી બહાર પ્રકટ થતી જીંદગીને હિલચાલ કરાવનાર ઘણી તો અંદરની જીંદગી છે, જેમ કે બોલવાને માટે હોઠની હિલચાલ ભેજાંની આજ્ઞા હેઠળજ થાય છે. તેથી કરીને ઍસ્ટ્રલ (આકાશી) ભુવન કાંઇ સદંતર લાગુ પડતો અને બંધ બેસ્તો શબ્દ નથી, છતાં હાલના મારાં કામને માટે તેજ શબ્દ વાપરવાને હું સંતોષ પકડીશ.

આખું "માર્ગ ઉપર પ્રકાશ" પુસ્તક, ઍસ્ટ્રલ (આકાશી) ભેદ છે, અને તે ભેદ જે કોઇ ઍસ્ટ્રલ નજરથી વાંચશે તેનેજ સમજાશે અને એનું શિક્ષણ પણ મુખ્ય કરીને ઍસ્ટ્રલ જીંદગી કેળવી વધારવાને ખાતરજ છે. જ્યાં સુધી એવી જીંદગી કેળવવા માટેનું પેહલું પગલું ભરવામાં આવે નહિ ત્યાં સુધી અચૂક બશારત (Intuition) મેળવવી મુશ્કેળ છે. અને આ સ્પષ્ટ અને ચોક્કસ બશારત તેજ ખરાં જ્ઞાનનું સ્વરૂપ છે કે જે વડે માણસ ઝડપથી પોતાને શ્રેષ્ટ અને ઉત્તમ ધામે પોતાની સાવધ કોશેશના દરમ્યાનમાં પહોંચવાને શકિતવાન થાય છે. જેઓ ખરૂં કામ બજાવવાને ખાહેશ રાખે છે તેઓને અખ્તરાઓ કરી જ્ઞાન મેળવવાની રીત ઘણી કંટાળા ભરેલી લાગે છે. જે પ્રમાણે એક મક્કમ કારીગર કામ કરતી

વખતે પોતાનાં હથિયારો ગમે તેવાં વજનદાર કે અગવડભર્યાં હોય તે છતાં મક્કમ રીતે પકડી પોતાનું કામ કરે છે, તેમ જે કોઇ ચોક્કસ અંતર્દષ્ટિથી જ્ઞાન મેળવે છે તે તો અતીશ્ય સેતાબીથી દરેક જાતનું જ્ઞાન કેવળ પોતાની મરજીનાં બળ વડે મેળવે છે: ખરો કારીગર દરેક ઓજારને તપાસવા બેસતો નથી, પણ જે કાંઇ તેને વખારે લાગુ પડતું દેખાય છે તેને તે કામમાં લે છે.

"માર્ગ ઉપર પ્રકાશ" મધેના સર્વે નિયમો સઘળા શિષ્યો માટે લખવામાં આવ્યા છે. પણ તે ફકત એવા ચેલાઓ માટેજ લખવામાં આવ્યા છે કે જેઓ આ "જ્ઞાન લે" છે. જે કોઇ આ શાળાના અભ્યાસીઓ છે તેઓનેજ આ નિયમો કાંઇ પણ ઉપયોગના કે લાભકારક છે, બીજાઓને નહિ.

સઘળાઓ જેઓ આત્મ જ્ઞાન માટે ગંભીર ઇચ્છા રાખે છે, તેઓને હું પેહેલાં કહું છું કે—જ્ઞાન લ્યો. જેઓ તે પ્રમાણે વર્તશે તેમનેજ તે જ્ઞાન આપવામાં આવશે. તેટલા માટે હવે વધુ વાર વાટ જોતાં થોભવું ફોકટ છે. સહેજ વારમાં વખત તમારી આગળથી પસાર થઇ જશે અને પછવાડેનાં વર્ષોમાં કાંઇ પણ જાતની શક્તિ તમારામાં રહેશે નહિ. તેટલા માટે જેઓને આત્મજ્ઞાન સંપાદન કરવા માટે ખરેખરી ભૂખ કે તરસ હોય તેઓને હું કહું છું કે આ નિયમો પ્રમાણે વર્તો.

આ નિયમો કાંઇ મારે હાથે ઘડી કાઢેલા કે ઉપજાવેલા નથી. જે પ્રમાણે પૃથ્વિ અને તેની વાતાવરણને દોરવવાને કુદરતી કાયદાઓ હસ્તીમાં છે, તેજ પ્રમાણે ચડતી કુદરતના કાયદાઓ જે તેનાં શ્રેષ્ટ ભુવન ઉપર કેવળ હસ્તી ભોગવે છે તેઓના સત્યોને શબ્દોમાં હું ગોઠવું છું.

આ ચાર વાકયો અથવા સૂત્રોમાં જે ઇંદ્રિયો માટે બોલવામાં આવ્યું છે તે ઍસ્ત્રલ યાને અંત્તર-ઇંદ્રિયો છે.

જયાં સુધી દુઃખ અને દલગીરી અને નાઉમેદીથી એક માણસ સધારણ માણુસની જીંદગીની પેલીમેર હંકરાઇ ગયો ન હોય ત્યાં સુધી તે હદ વગરના આત્માની રોશની જેવાને ખાહેશ રાખે નહી. પેહેલાં તો તે મોજશોખ ભોગવી તેની ઇચ્છા પૂરી કરે છે, પછી દુઃખનું ભરણું ભરી આપે છે—અને ત્યાર પછીજ આખરે તેની આંખો આંસુ વિનાની થાય છે.

જો કે હું સારી પેઠે જાણું છું કે ઘણાકો જેઓ ભિત્તરની જીંદગીમાંથી આવતા વિચારોની દીલસોજીમાં છે તેઓ પણ ઉપલી બિનાની સચ્ચાઇ વિષે ના પાડશે, તોપણ આ ખરી હકીકત છે. ઍસ્ત્રલ ઇંદ્રિની નજરથી **જોવું** તે એક ચપળતાનું એવું તો સ્વરૂપ છે કે તે આપણને જલદી સમજવું મુશ્કેલ છે. વિદ્વાનો સારી પેઠે જાણે છે કે જે કોઇ બાળક પોતાની નજરને પોતાના તાબામાં રાખે છે અને સઘળું વિચારથી કામ કરે છે તે કેવાં કેવાં ચમત્કારીક કામો કરી બજાવે છે. તેવાજ ચમત્કાર બજ્રીત આપણી દરેક ઇંદ્રિ કરી શકે છે, પણ અહીં નજરને દાબમાં રાખવાનું કામ બહુ ભારી કોશેશ જેવું છે. તે છતાં બચ્ચું અચેત રીતે કેવળ પોતાની ઉતરી આવેલી આદતથી તે કામ કરે છે. જે પ્રમાણે આપણે એકાદ ટેકરી ઉપર ચઢવાને જે જાતી શ્રમ અને હાલચાલ કીધાં હોય તે હાલચાલની યાદ એકાદ વર્ષ પછી આવતી નથી, તે પ્રમાણે કાંઇક જ્ઞાન જે કોઇમાં હાલમાં છે તે મેળવવા માટે આગળ તેણે કેવો પ્રયત્ન કર્યો હતો તેની તેને ખબર પણ નથી. એમ યાદ જતી રહેવાનું કારણ એજ છે કે

આપણે ઘણી જડવાદી જીંદગી ગુજારીયે છિયે. તે માટેનું જ્ઞાન અંગજ્ઞાન થઇ ગયું છે.

આપણી ઍસ્ત્રલ યાને આકાશી જીંદગી માટે તદન જૂદીજ વાત છે. કાંઇ જમાના વહી ગયા ત્યારથી માણસે એ ઍસ્ત્રલ ઇદ્રીનાં જ્ઞાન માટે થોડુંજ ધ્યાન આપ્યું છે—એટલું તો થોડું ધ્યાન આપ્યું છે કે તે જ્ઞાન આખરે તેના વપરાસમાંથી નીકલી ગયું છે. ખરી વાત છે કે દરેક ઉન્નતિમાં સેતારો ઉગે છે અને માણસ થોડી કે ઘણી મૂંઝાઇ અને ગભરાટમાં કબુલ કરે છે કે તે હૈયાત છે એવું તે સમજે છે, પણ વારે ઘડીયે તેટલું પણ તે કબુલ રાખતો નથી, અને પોતે જડવાદી હોવાથી તે એક એવું તો પ્રાણી બને છે કે જે ખુદ પોતાની રોશની જોઇ શકતું નથી, એક પ્રાણી કે જે નાશવંત છે, એક પ્રાણી કે જેને મીનોઇ યાને ગુમ ઇંદ્રિયો અને શકિત હોવા છતાં તે અલૌકિક બક્ષેશોનો ઉપયોગ કરી શકતું નથી. આવી હાલત છે, અને તેને અજ્ઞાન-પણાની આદત એટલી મક્કમ કીધી છે કે હમણા કોઇ પણ શખ્સ અંતર્દૃષ્ટિથી જોવાને શકિતવાન થશે નહિ, સિવાય કે વેદના તેની ખાકી આંખોને નહિ જોતી કરે, એટલુજ નહિ પણ આંસુ વગરની યાને જીંદગીના સુખ દુઃખથી થતા ખલભલાટ વગરની કરે. આંસુ વિનાના થવું એટલે સાધારણ મનુષ્ય ખવાસના સંબંધમાં આવવું અને તેને જીતી લેવો, અને એવી એક સમતા અથવા ધૈર્યતા ધરાવવી કે કાંઇ પણ અંગત લાગણીથી તેનો ખલભલાટ થાય નહિ. એની મતલબ એમ નથી કે આપણે સખ્ત હૈયાનાં થવું, કે બેડર, બેકદર, અને બેદિલ થવું. એનો અર્થ એમ નથી કે દલગીરીની લાગણી ઘટી જાય છે કે જેથી કરીને દુઃખી થતો જીવાત્મા કાંઇ વધારે દુઃખ

સોસવાને ગોયા અશકત થઇ ગયો હોય એવો દેખાય. એની મતલબ એમ નથી કે ઘડપણનાં જેવી મંદ લાગણી થઇ જવી, કે જયારે જીવન તત્વ લગાર ઘસાઇ ગયેલું હોવાથી જુસ્સાઓની લાગણી પણ સુસ્ત થઇ જાય છે. આ હાલતો મધેની એક પણ હાલત ચેલાને નકામી છે; અને જો એ હાલતો મધેની એક પણ હૈયાતી ભોગવતી હોય તો જ્ઞાન માર્ગમાં દાખલ થવાની આગમચ તેને જીતી લેવી જોઇએ. જે કોઇ આપમતલબી હોય, અને અહંકારી યાને હુંપદ ધરાવતો હોય, તેજ સખ્ત હૈયું રાખે છે, પણ તેવા શખ્સની સનમુખ તો જ્ઞાનનો દરવાજો હમેશાં બંધ છે. એકદરપણ તો જે કોઇ મૂર્ખ અને ખોટો ફિલસુફ હોય તે ધરાવે છે; જેમના ઢીલાપણા અને હિચકારાપણાને લીધે તેઓ માત્ર એક પૂતળાં સરખાં છે, તેઓમાં હૈયાતીનાં ખરા તત્વ સામે હિમ્મતથી ઉભુ રહેવાની શકિત નથી. જયારે દુઃખ અથવા દલગીરી ખમવાની લાગણીને ઘસી નાખે છે ત્યારે ઘડપણના વખતમાં જેમ મરદ ઓરતો અનુભવે છે તેને અનુસરતીજ એક સુસ્ત લાગણી નીપજે છે. એવી હાલત જ્ઞાન માર્ગમાં દાખલ થવાને અશકત બનાવે છે, કારણ કે પેહેલુંજ પગલું જે ભરવાનું છે તે તો મુશ્કેલીનું કામ છે, અને તેટલા માટે તેની આરંભ કરવાની કોશેશ કરવાને માટે પણ એક મજબુત અને તંદરોસ્ત માણુસની જરૂર છે.

ઍડગર ઍલન પો નામના ફિલસુફે જે કહ્યું છે તે ખરૂજ છે કે, આંખો ગોયા જે મહેલમાં આપણો જીવ વસે છે તે મહેલની બારીઓ જેવી છે. મૂળ વાકયના અર્થનો સાધારણ જબાનમાં આ સમજ લગભગ ખુલાસો કરે છે. જો દલગીરી, બિહિક, નાઉમેદી, અથવા ખુશી જીવને હીલવે યાને ધ્રુજાવે, અથવા તેમાં ખળભળાટ મચાવે, તો જીવ ઉપર આત્માની જે છાપ

પડે છે, યાને જીવ આત્માના આશરા હેઠળ જે ચાલુ મીનોઇ જ્ઞાન મેળવે છે, તે જ્ઞાન જીવના હાથથી છુટી જાય છે, અને જિંદગીની ભીનાશ, યાને સુખ દુઃખથી ઉપજતી લાગણીઓ ઉભરી આવે છે, કે જે ઇંદ્રિયોના ખળભળાટમાં જ્ઞાન ડુબી જાય છે. સઘળું અંધકાર જેવું થઇ જાય છે, બારિયો અંધારી પડી જાય છે, અને તેથી રોશની અથવા જ્ઞાન નિરૂપયોગી થઇ પડે છે. આ બાબદ એક ખરી હાલતને લગતીજ છે, કે જેમા જો એક માણસ એક ઉભી ટેકરીની કિનારી ઉપર કાંઇ એકાએક ઉપજેલી લાગણીથી પોતાનું જોર ખોઇ દે છે તો જરૂર નીચે પડે છે. કુદરત ગુરૂત્વાકર્ષણને કાયદે જે મદદ આપે છે તે બેગું શરીરનું વજન અથવા સમતોલપણું ફકત ભયભરેલી જગ્યામાંજ નહિ, પણ સાદી સપાટ જગ્યા ઉપર પણ સાચવવું જોઇયે. તેજ પ્રમાણે જીવની બાબદમાં પણ છે. જીવ આપણાં પ્રકટ થયલાં શરીર અને દૂર ચમકતો આપણો તેજસ્વી આત્મા એ બેની વચ્ચે એક કડી જેવો છે. તે આત્મા એવી એક શાંત જગ્યાએ પ્રકાશે છે કે જયાંની હવાને કુદરતનો કાંઇ પણ ખળભળાટ હીલવી શકતો નથી, અને તે હમેશાં શાંતજ રહે છે. પણ જીવ—જો કે જીવ અને આત્મા એકજ તત્વના બે ભાગ હોવા છતાં શાંત આત્મા સાથનો પોતાનો સંબંધ છોડી દે છે, યાને આત્માથી ઉપજતાં જ્ઞાનથી બેખબર થઇ જાય છે; અને જીવનો આત્મા સાથનો સંબંધ જુસ્સા અથવા ખળભળાટથી છુટી જાય છે. સુખ અથવા દુઃખ ખમવાથી એક જીવન ધ્વનિ ઉત્પન્ન થાય છે, કે જે માણસને મનથી એક જીવન તત્વ છે. હવે જયારે એક ચેલો પોતાને કેળવવા માટે જ્ઞાન માર્ગમાં દાખલ થાય છે ત્યારે તેની આ ઉભરી આવતી લાગણીઓ કાંઇ ઓછી થતી નથી, પણ ઓર વધે છે. તેના બળની

આ પેહેલીજ પરીક્ષા છે ; બીજાં માણસો કરતાં તેને (ચેલાને) વધારે તિક્ષણ રીતે દુઃખ ખમવું કે મજાહ ભોગવવી પડે છે, કે કાંઇ વેઠવું પડે છે, છતાં તેણે પોતાને હાથે પોતાને માથે એક ફરજ ઉપાડી લીધી છે, કે જે ફરજ બીજાં માણસોને માટે હજુ આવી નથી. તે ફરજ એ છે કે, આ સઘળા અનુભવો ભોગવવા કે વેઠવા છતાં પોતાના નીમેલા ઠરાવથી હઠી જવું નહિ, પેહેલાંજ પગથિયાંમાં ચેલો ગોયા પોતાના મોઢામાં પોતાને હાથેજ લગામ ઘાલે છે, અને તેને જોરથી પકડી રાખે છે, કે જેવો અંકુશ બીજું પરભારૂં માણસ ચેલા ઉપર રાખી શકે નહિ.

આ પોથીનાં પેહેલાં ચાર વાકયો આત્મ જ્ઞાનની ખીલવણી કરવાને લગતાંજ માત્ર છે. આ ચોપડીનો હવે પછી આવતો ભાગ સાધારણ બુધ્ધિથી સમજવામાં આવે તે ઉપરાંત કાંઈ ખરેખર ચઢતાં જ્ઞાનથી સમજમાં ઉતરે, યાને એ ચોપડી સાધારણ જ્ઞાનની ચોપડી કરતાં કાંઇક વધારે ઉંડા અભ્યાસ માટે અનુભવિક પુસ્તક તરીકે વંચાય, તે અગાઉ કેટલેક દરજ્જે અંતર્જ્ઞાનની ખીલવણી કરવી જોઇયે, યાને તે માર્ગમાં ઉતરવું જોઇયે.

મહાન ગુહ્ય આશ્રમ મધેના એકમાં દાખલ થનારનાં શરૂઆતના વર્ષમાં ચાર ક્રિયાઓ કરવામાં આવે છે, અને તે ચાર ક્રિયાઓ કાંઇજ નહિ પણ ખરેખર મૂળ મતલબમાં અત્રે જણાવેલાં ચાર વાકયોની મતલબ દર્શાવે છે. તે ક્રિયાઓ ફકત એક શિખાઉ ચેલાને લગતી છે, કારણ કે તે શરૂઆતની સેવા છે. પણ જ્યારે એવું સમજવામાં આવશે કે આ સઘલી ક્રિયાઓ જાતીભોગ આપવાને લગતી છે ત્યારે તે બતાવશે કે એક ચેલો થવું કેટલું જોખમ ભરેલું છે. તે મધેની પેહેલી તે એજ કે જે વિષે

હું અત્રે બોલું છું. બારીકમાં બારીક અને નાદર સુખ ચેન, કડવામાં કડવું દુઃખ, નુકસાન અને નાઉમેદીના સંતાપ, વગેરે બનાવો તે ચેલાના ધ્રુજતા જીવ સનમુખ લાવવામાં આવે છે કે જે જીવ હજી તો અજ્ઞાનપણાના અંધારામાંજ છે, અને જેણે રોશની યાને જ્ઞાન મેળવ્યું નથી, અને જે એક આંધળાં માણસ જેવો લાચાર છે: અને જ્યાં સુધી આ સુખ દુઃખથી ઉપજતા ધ્રુજારાઓ શાંતિથી અને ધીરજથી ખમવામાં આવે નહિ, ત્યાં સુધી મીનોઇ જ્ઞાનની શકિતઓ તે ચેલામાં ખીલતી નથી. કુદરતનો નિયમ દયાથી ભરેલો છે, કારણ કે જેઓ તૈયાર થયા વગર યાને મનની કેવળ શુદ્ધિ કર્યા વગર ભુવા પ્રેત સંબંધી અંતર્જગતમાં માથુ મારે છે તેઓ ચઢતી કુદરતનો નિયમ તોડનારાં છે. જેઓ કુદરતના નિયમો તોડે છે તેઓ શારીરીક યાને ગેતીને લગતી તંદોરસ્તી ગુમાવે છે; જેઓ અંતર્જગતના નિયમોનો અનાદર કરે છે તેઓ પોતાની રૂહાની તનદરોશ્તી ખોહે છે.

જેઓ આ પ્રમાણે સાવચેતી વિના કુદરતના નિયમોમાં માથું મારી અટકી પડયાં છે તેઓ "મિડિયમ" (ભુવા)ને નાંમે ઓળખાય છે. તેઓ દિવાના બને છે, કે આપઘાત કરે છે, કે એવાંજ અનીતિભર્યાં કંગાળ આદમી બને છે. વારે ઘડીયે તેઓ જે ચીજ પોતે પોતાની આંખે જોયેલી હોય છે તે ચીજને માટે પણ શક સુબેહ લાવે છે અને નાસ્તિક જેવાં થઇ જાય છે. પણ ચેલો આ બીકટ અને જોખમભર્યા માર્ગમાં દાખલ થાય અને ઍસ્ત્રલ દુનિયાંમાં વસી કામ કરતા રૂહો જેઓને પોતાને તેમજ પોતાની આસપાસની શક્તિઓ કાબુમાં રાખવાનું જ્ઞાન હોવાથી મહાત્મા કહેવામાં આવે છે, તેઓની સન્મુખ ઉભો રહેવાને પ્રયત્ન કરે, તે અગાઉ તેને પોતાની ઉપર પોતાનો સંપૂર્ણ કાબુ મેળવવાની ફરજ પાડવામાં આવે છે.

જીવ જ્યારે સુખ-દુઃખથી ઉપજતી લાગણીઓના સહવાસમાં રહે છે ત્યારે તેની હાલત અસ્થિર અને ધ્રુજતી હોય છે, પણ જ્યારે તે સંપૂર્ણ આત્મજ્ઞાનનાં ખ્યાલમાં ઝબોળાયલો રહે છે ત્યારે તેની હાલત સ્થિર હોય છે. આ બાબદનો ખુલાસો એથી વધારે ખુલ્લી રીતે થઇ શકતો નથી; કારણ કે એ ખુલાસો પણ બાહ્ય બુદ્ધિની સમજને અર્થે છે—અંતર્જ્ઞાન (Intuition) ની સમજ માટે નહિ—કારણ કે માણસનાં આ પ્રકારનાં ભાન અને જ્ઞાન દર્શાવવા માટે તો કાંઇ વળી જુદોજ શબ્દકોષની જરૂર છે. ઉપર વર્ણવેલા "સ્થિર" શબ્દને "એક જગાએ ઠરેલો" એવો આપણે લેખીશું. ચલવિચલ થતી બાહ્ય ઇંદ્રિયોથી ઉપજતી લાગણીઓમાં એક જગાએ ઠરી શાંત રહે એવી હાલત આવતીજ નથી, કારણ કે હેરફેર અથવા અસ્થિરપણું એ ચલવિચલ થતી ધ્વનીનો કાયદોજ છે. ચેલાએ શીખવાની પેહેલી બાબદ તો આજ છે. બાહ્ય જગતના ઓહોલા દરિયામાંથી પસાર થઇ જતા અગણિત બનાવો માટે થોભીને રડવું, કકળવું, કે સંતાપ કરવો ફોકટ છે.

બુલવર લીટને એક બાબદ જે ઘણી સારી રીતે દર્શાવેલી છે તે એ છે કે, બાતેન માર્ગમાં દાખલ થતા શિખાઉ ચેલાના પેહેલાજ અનુંભવમાં નહિ ખમાય એવી ઉદાસીનતા આવે છે. દુનિયાનાં પોકળપણાનો તેને સહજ ભાસ થાય છે અને તેને દુનિયાનો ફોકટ ધસડબોરો અને તે મધેની જીંદગી એક ફોકટ વહીત્રાં જેવી લાગે છે. બેકયાસ ઇશ્વર માટે તેના પેહેલાજ ખરેખરા વિચારથી આ પ્રમાણેનો ભાસ તેની ઉપર થાય છે. ચેલો પોતાના ચઢતા ગુણોના વર્ણવી ન શકાય એવા ભેદો માટે તલાશ કરે છે, અથવા તલાશ કરવાની કોશેશ કરે છે, તે વખતથીજ તે ખુદ પોતાને હાથેજ કુદરતની શરૂઆતની કસોટીમાં દાખલ થાય છે. કદાચ એક

પલભર વખતના અરસામાં તેની નજર આગળ સુખ અને દુઃખ વચ્ચેનો ભેદ ખુલ્લી જાય છે; અને તેટલો ટુંકો અનુભવ પણ દુનિયાની માયા અને હવસમાંથી તેને કેટલેક દરજ્જે છુટો કરે છે. ઉંચ જીંદગીનો અનુભવ ગમે એટલો થોડી વાર પણ તેને મલ્યો છે; અને દુનિયાની નાપાયદારી અને સઘળા દેખાતા દેખાવોના પોકળપણાના ખ્યાલથી મઢેલી તેની ચાલુ હૈયાતીમાં તે પોતાના દિવસો ગુજારે છે. આવાજ ખ્યાલોનું ગુંગળાવનાર સ્વપ્નુ બુલવર લીટનનાં "જનોની" નામના પુસ્તકમાં દર્શાવેલા શાગેર્દને ભેટયું હતું; અને વળી જનોની પોતે—જેને ઘણું સત્ય શીખાડવામાં આવ્યું હતું અને ઘણીએક શકિત બક્ષવામાં આવી હતી—તે પણ તે ઉંબરમાં ખરેખર દાખલ થયો હતો નહિ કે જયાં દેહશત અને ઉમેદ, નાઉમેદી અને ખુશાલી, એક પલે જાણે ખરેખરાંજ હોય એમ દેખાય, અને બીજી પલે તેજ હાલતો કેવળ કલ્પનાના સ્વરૂપો હોય એમ જણાય.

આ શરૂઆતની કસોટી વારેવાર ખુદ આપણી પોતાની જીંદગી પણ આપણી ઉપર લાવે છે. જે પ્રમાણે એકાદ પ્રયોગશાળામાં શિષ્યને કાંઇ હુન્નર શિખાડતાં ગુરૂ પોતે શિષ્ય કરતાં વધારે શિખે છે, તેમ જીંદગી ઉપર આપણે કાબુ મેળવ્યા પછી પાછા તે સારી રીતે શીખવાને આપણે દુનિયામાં પાછા ફરિયે છિયે. કેટલાંક માણસો પ્રકટીકરણને કાયદે જ્ઞાનના દરવાજાની એટલાં તો નજદીક આવે છે કે તેમની ખુદ જીંદગીજ તે જ્ઞાન માટે તેઓને તૈયાર કરે છે, અને તેવા દાખલામાં બીજા ત્રાહિત આદમીને તે દુઃખભર્યો દરવાજો તેઓ માટે ખોલવો પડતો નથી. શરીરની આ રચના ઘણીજ તિવ્ર, બળવાન, અને જીવન ખુશાલીવાળી હોવી જોઇયે. ત્યાર પછી તે રચનામાં દુઃખ દાખલ થાય છે

અને તે પોતાની મોટી ફરજ બજાવે છે. આવી પ્રકૃતિ અથવા ખવાસનાં માણસ ઉપર દુઃખના બહુ તીણા ઘા પડવા માંડે છે, તે કયાં સુધી કે આખરે તેના ભાનના અચેતનપણા મધેથી, અને તેની ભિત્તરની જીવન શકિતની બરકતથી, શાંતિની લહેર પ્રકટ થાય છે. ત્યાર પછી દુઃખથી થતી વેદના ઓછી થવા માંડે છે. તેનો લજ્જાળુ ખવાસ તો હજી સંતાપશેજ, તે છતાં તેનો જીવ હવે લગાર છુટો થયો છે, અને મોકળો થઇ ઉભો છે, અને જીંદગીને વધારે શ્રેષ્ટતા તરફ દોરવે છે. જેઓ વખતને આધીન છે અને તેના વિસ્તારમાં હળવે હળવે આગળ વધે છે તેઓ અતિ લાંબા સુખ—દુઃખથી ભેળાયેલા રાહમાંથી પસાર થાય છે. તેઓ પોતાની ખુદીના સાપને મજબુતીથી હાથમાં પકડી કચડી નાંખી પોતે ઇશ્વરી બની જવાની હિમ્મત કરતા નથી; પણ તરેહવાર અનુભવોથી રીઝાતા કે મુંઝાતા અને ઉલટા ઉલટી બાજુઓથી પડતી ધકામુકીથી રીબતાં પસાર થવાનું પસંદ કરે છે.

વખતને આધીન થયેલા મનુષ્યોમાંથી કોઇ જ્યારે આત્મજ્ઞાનના માર્ગમાં દાખલ થવાનો ઠરાવ કરે છે, ત્યારે તેણે બજાવવાનું પેહેલું કામ આજ છે. જો ખુદ તેની પોતાની જીંદગીએજ તેને એ બાબદ શીખાડી ન હોય, જો તે પોતેજ એ બાબદ પોતાને શીખાડવાને મજબુત ન હોય, અને જો તેને એકાદ ગુરૂ પાસે મદદ માંગવાની શકિત હોય, તો "જનોની"માં દર્શાવેલી આ દહેશત ભરેલી કસોટી તેની ઉપર મુકવામાં આવે છે. તેની આમ તેમ ડોળતી જીંદગી પલભર સ્થિર થઇ જાય છે; અને પેહેલીજ નજરે તેને દેખાતા નીસ્તિના ગારના ભયભીત દેખાવની સામે તેને ટકી રહેવાની ફરજ પડે છે. જ્યાં સુધી તે આ ભયભીત ગારમાં રહી શાંતિ મેળવવાનું શીખ્યો નથી ત્યાં સુધી તેની આંખો આંસુ વગરની થવી મુસ્કેળ છે

"તારા કાન સાંભળી શકે તે આગમજ તેઓએ પોતાની સાંભળવાની શકિત ખોઇ દીધેલી હોવી જોઇયે."

"માર્ગ ઉપર પ્રકાશ" નાં પેહલાં ચાર સૂત્રો જો કે મતલબમાં વિચિત્ર છતાં તેઓ એક સિવાય આખી ચોપડીમાં ઘણાજ અગત્યનાં એટલાજ માટે છે કે તેઓમાં બીનોઇ માર્ગ ઉત્પન્ન કરવાનો, ઍસ્ત્રલ માણસનો ખુદ પેદા કરવાના અર્કનો, જીવતો કાયદો હસ્તી ભોગવે છે. અને માત્ર ઍસ્ત્રલ (આકાશી) અથવા સ્વપ્રકાશીત ભાનમાંજ હવે પછીથી આવતા નિયમોનો કાંઇ જીવતો અર્થ અથવા મતલબ નીકળે છે. એક વખત બીનોઇ ઇંદ્રિયોનું જ્ઞાન એક આદમીને થયું કે પછી તે બેધડક તે જ્ઞાન પોતાના વપરાશમાં લેવાનું શરૂ કરે છે, અને તે જ્ઞાનનો ઉપયોગ કેવો કરવો તે હવે પછીના આવતા નિયમો સૂચવે છે. જેઓ કાગળો ઉપર આ નિયમો છાપેલા વાંચે છે તેઓના ઉપ્યોગ અને લાભને ખાતરજ હું આ પ્રમાણે બોલું છું; પણ જ્યારે તે નિયમો કોઇ માણસનાં હૈયામાં કે જીંદગીમાં અચુક રીતે કોતરાઇ રહે છે ત્યારે તો તેઓ આદમીને કેવળ લાભકારક, વિચિત્ર કે આત્મ તત્વ વિદ્યાને લગતા દેખાય છે, એટલુંજ નહિ, પણ તેની જીંદગી દરમ્યાન તે ખરેખર હકીકત દર્શાવનારા અને દેખીતા બનાવ જેવા થઇ પડે છે, કે જે તેને સંપાદન કરવાના છે અને અનુભવવાના છે.

મોજુદ **આશ્રમની** મકતબનાં દરેક મોટાં **દિવાનખાનામાં** આ ચાર નિયમો લખી રાખવામાં આવ્યા છે. આ શબ્દો દરેક ચેલાને માટે છે, પછી તે પોતાની કોશેશમાં ફૅાસ્ટની માફક પોતાનો જીવ સેતાનને હવાલે કરે; હૅમલૅટની માફક

પોતાની કસોટીની જંગમાં હાડમાર થાય; કે ફત્તેહથી હદ ઓળંગી આગળ વધે. એક માણસજ નેકી અને બદી વચ્ચે પસંદગી કરે; જ્યાં સુધી માણસાઇએ પોંહોંચ્યું નથી ત્યાં સુધી તેટલું પણ કોઇ કરી શકે નહિ, કારણ કે એક બચ્ચું અથવા એક જંગલી હેવાન એક પસંદગી કરે નહિં. તેજ હકીકત ચેલાની છે; એ રસ્તા વચ્ચે એકની પસંદગી કરે તે અગાઉ તેણે ચેલો થવું જોઇએ. પોતાને ચેલો બનાવવાની, યાને પોતાને નવો જન્મ આપવાના કામની, કોશેશ તેણે પોતેજ કોઇ પણ ગુરૂ વગર કરવી જોઇયે. જ્યાં સુધી ઉપલા ચાર નિયમો શીખવામાં આવતા નથી ત્યાં સુધી કોઇ પણ ગુરૂ તેને કાંઇ પણ ખપમાં આવી શકતો નથી; અને તેટલાજ માટે જે ખરા ગુરૂઓ છે તેઓ ગોયા આપણાથી વેગળા છે અને આપણને મલી આવતા નથી. જ્યાં સુધી આ ચાર નિયમો શીખવામાં આવે નહિ ત્યાં સુધી આ ખરેખરા મોટા શિક્ષકો—પછી તે શિક્ષકો ખરી મોહબતના, સત્તાના કે વામમાર્ગનાં અધિકારિયો હોય—તેઓ કશી અસર કોઇને પણ કરી શકતા નથી.

આંસુ, જેમ મેં ઉપર કહ્યું તેમ, જીંદગીનો ભીનાસ યાને સુખ-દુઃખની લાગણીથી ઉપજતો ખળભળાટ છે. અંતર્જગત અથવા મીનોઇ દુનિયામાં આંખો જોવાને શકિતવાન થાય તે અગાઉ જીવે આદગીની સાધારણ ખળભળાટ કરતી લાગણીઓને એક કોરે મુકેલી હોવી જોઇયે, અને કાંઇ પણ આફતથી સુદ્ધાં સમાધાનીમાં ખલલ ન થાય એવો સ્થિર અને શાંત જીવ થયલો હોવો જોઇયે.

ગુરૂઓનો આવાજ તો દુનિયામાં ચાલુજ છે; પણ તે આવાજ તેજ શખ્સો સાંભળી શકે છે કે જેઓના કાન અંગત યાને

જાતી મતલબી લાગણીયોને ઉસ્કેરનારા શબ્દો સાંભળવાને ગોયાર બહેરા જેવા થતા જાય છે. હાસ્યથી તેનું હૈયું હલકું થતુ નથી, ગુસ્સાથી તેને રીસ ચઢતી નથી, નરમ શબ્દો તેને આરામ આપતા નથી. કારણ કે જે કાંઇ ભિત્તરમાં છે, અને કાન જેમાં દાખલ થવાના દરવાજા સમાન છે, તે ભિત્તર એક એવું સ્થિર શાંતિનું સ્થળ છે કે જેને કોઇ હરકત કરી શકતું નથી.

જેમ આંખો જીવની બારિયો જેવી છે, તેમ કાન તેના દ્વાર ના દરવાજા છે. દુનિયાના ઓળખાણનું કાંઇક જ્ઞાન તેઓ (કાન) મારફતેજ આવે છે. મહાપુરૂષો જેઓએ પોતાની જીંદગીને કાબુમાં લીધી છે, અને જેઓ ચેલા કરતાં ચઢતે દરજ્જે પોંહોંચ્યા છે, તેઓ મનુષ્યની દોરંગી અને જાદુઇ ફાનસની છાયા પેઠે પસાર થઈ જતી હિલચાલો અને કામની ધાંધલોમાં શાંત અને સ્થિર ઉભા રહે છે. તેઓ પોતે ચોકસ જ્ઞાન અને સંપૂર્ણ શાંતિ ધરાવે છે, તેથી પોતાની આસપાસનાઓના ફેરબદલ થતા આવાજોથી તેમને કાને પડતી એકતરફી અને ગુમરાહી ભરેલી ખબરોથી તેઓ ચોંકતા કે ઉશ્કેરાતા નથી. તેમના જ્ઞાન વિષે હું કહુ છું તે તેમનુ અંતર્જ્ઞાન છે. અંતર્જ્ઞાનથી મલતી આ ચોકસ ખબર કાંઇ ભારે મહેનત કે અખ્તરા કરવાથી મલી શકતી નથી; કારણ કે આ રીતો તો માત્ર ખાકને લગતી છે, અને ખાક પોતે હમેશાં ફેરફાર થતી ચીજ છે. વિદ્વાનોને જણાયલા કુદરતી અને ખાકી જીંદગીના ઘણાજ સંપૂર્ણ અને જગ પ્રસિદ્ધ કાયદાઓ સુદ્ધાં, જ્યારે આ જગત પ્રલયમાં નાશ પામશે ત્યારે, તેની સાથે નાશ પામશે, અને માત્ર જગતનો આત્માજ ગેબમાં ટકી રહેશે. ત્યારે હવે ઉદ્યોગ અને અવલોકનથી ખાકી સૃષ્ટિના કાયદાનું જ્ઞાન મેળવવાથી ફાયદો શું?

હું વિનતિ કરૂં છું કે કોઇ પણ વાંચનાર અથવા ટીકાકારે એમ ખ્યાલ કરવો નહિ કે આ ઉપરથી વિદ્વાન પુરૂષોનાં કામ અને મેળવેલાં જ્ઞાનને હું હલકાં ગણું છું કે ઓછી અગત્યનાં સમજું છું. એથી ઉલટુંજ, વિદ્વાન પુરૂષોને તો હું આજના વિચારના પેશવા તરીકેજ લેખું છું. સાહીત્ય અને હુન્નરના તે દિવસો, જે વેળા કવિયો અને હુન્નરમંદો મીનોઇ રોશની મેળવીને તેને પોતાની મોટી જબાન યાને કવિતામાં કે કાંઇ ચિત્રકળામાં જાહેર કરતા હતા, તે દિવસો તો આજ લાંબો વખત થયો ફિડિયન જેવા કોતરકામ કરનારાઓ અને હોમર જેવા કવિયોની આગમચ દટાઇ ગયા છે. રહસ્ય યાને મીનોઇ છુપા ભેદો માટેના વિચારો અને ખુબસુરતી આજકાળ રહ્યાં નથી; બાકી મનુષ્ય જીંદગી અને તેને લગતી સામગ્રીનોજ ડંકો વાગી રહ્યો છે, પણ તે જીંદગીની પેલીમેર વસ્તા મીનોઇ અમર આત્મા માટે તો કાંઇએ નહીં. બાકી જ્ઞાનથી સમજમાં ઉતરે તેવું અને બાકી જ્ઞાનથી સમજમાં નહિ ઉતરે એવા પદાર્થોની વચ્ચે રહેતી હદ તરફ પણ આજના વિદ્વાનો જ્ઞાન મેળવતા આગળ વધે છે, પણ તે તરફ તેઓ જેટલા પ્રસંગોપાત યાને વખતને અનુસરી આગળ વધે છે તેવા ખુદ પોતાની મરજીથી આગળ વધતા નથી. દરેક નવી શોધ તેમને એક પગલું આગળ વધારે છે; તેટલા માટે શ્રમ અને અખ્તરાથી મેલવેલાં જ્ઞાનને હું ઘણી મોટી અગત્યતા આપી વખાણું છું.

પણ અંતર્જ્ઞાન, એ તો કાંઇ જૂદીજ બાબદ છે. તે કોઇ રીતથી મેળવાતું નથી, પણ તે તો ગોયા ખુદ જીવનીજ શક્તિ અથવા તાકાત છે; તે જીવ તે હેવાની જીવ નથી, કે જે મરણ પછી હેવાની વાસનાં અને એવીજ મેલી ઇચ્છા અને કામોની યાદથી મનુષ્યોના મકાનો

આસપાસ બંધાઇ રહેલો ભૂત થાય છે, પણ તે પેલો મીનોઇ જીવ છે કે જે પ્રત્યેક આસામીના હોશના એક પછી એક આવતાં કાલબુદને જીવન શક્તિ આપે છે.

તે મીનોઇ જીવમાં રહેતી જે શક્તિ છે તે અલબત સ્વભાવીક છે. ચેલો થવા ઇચ્છનારે પોતાની જોશભરી મક્કમ અને અજીત ઇચ્છાની કોશેશથી તે શક્તિનું ભાન મેલવવાને જાગૃત થવું જોઇયે. આ શક્તિને તેજ શખ્સ જગાડી શકે કે જે શખ્સ પોતે અજીત અને કશાથી પણ ડરી ન જાય અથવા વશ થઈ ન જાય એવો હોય, અને જે જાણે છે કે, તેમ થઇ પોતાના મીનોઇ આત્મા સિવાય તેણે દુનિયાના લોકો અને દુનિયાની હકીકત તેમજ દુનિયાની સઘળી ચીજો ઉપર સરદારી ભોગવવાની છે. એકીન હોય તો સઘળું બની શકે એમ છે. સંદેહમાં ગુંચવાયેલો નાસ્તિક એકીનને હસી કહાડે છે, અને તેનું તે કાંઇ પોતાના મનમાં રાખતો નથી એવાં ગુમાનમાં મોટાઇ સમજે છે. પણ ખરી વાત તો એજ છે કે એકીન યાને વિશ્વાસ એ એક મોટું યંત્ર યાને બળવાન શક્તિ છે કે જે વડે સઘળી ચીજ અમલમાં લાવી શકાય છે. કારણ કે એકીન એ માણસનાં મીનો યાને ઇશ્વરી આત્મા અને ગેતી યાને ખાકી જીવ વચ્ચે એક કરાર યાને કોલ જેવું છે.

આ એકીનના યંત્રનો ઉપયોગ અંતર્જ્ઞાન મેળવવાને માટે તદન જરૂરનો છે, કારણ કે જ્યાં સુધી એક માણસ એમ માનેજ નહિ, યાને તેને એવું એકીનજ હોય નહિ, કે તેવું અંતર્જ્ઞાન ખુદ તેના પોતાનામાં છે, તો પછી તેનો હકદાર થઇ તે તેનો ઉપયોગ તે કેમ કરી શકે?

એકીન વગર તો તે દરિયાની મોટી ભરતી ઉપર આમથી તેમ ડોલતા એક લાકડાના ટુકડા કરતાં પણ વધારે લાચાર છે. જેમ દરિયાનાં મોજાથી તે મધેની તરતી ચીજો આમથી તેમ ડોળે છે, તેમ એકીન વગરના માણસો નસીબના રોહમાં આમથી તેમ તણાયા કરે છે. પણ આવો બાકી સાહસ કેવળ ઉપર ઉપરની બિના છે અને તેથી તે ઘણીજ થોડી અગત્યતા ધરાવે છે. બેડી ઘાલેલા એકાદ ગુલામને મોહોલ્લાઓમાંથી ખેંચી લઇ જવામાં આવે તે છતાં તે પોતાનાં દિલમાં એક ફિલસુફના જેવો શાંત જીવ ધરાવી શકે, કે જેવી બિના એપીકતીતસ નામના ફિલસુફના બાબમાં જોવામાં આવી હતી. એક માણસ દુનિયાની સઘળી ન્યામતો ધરાવતો હોય, અને દેખીતી રીતે પોતાના અંગત નસીબનો પૂરો માલેક હોય, તે છતાં તેને પૂરી શાંતિ કે ખાત્રી આવતી નથી, કારણ કે જે જે બાબદ ઉપર તે વિચાર કરે છે તે વિચાર તેનાં ભિત્તરને ધુજાવે છે. અને માણસના કારોબારમાં ફેરબદલ થતી આ ભરતી ઓટ પાણીમાં પડેલા લાકડાના કટકાની માફક માણસના શરીરને અહીંથી તહીં માત્ર ડોલાજ ખવરાવતી નથી—તેની કાંઇ બીશાત નથી—પણ તે વમળો ખુદ માણસના જીવના દરવાજામાં દાખલ થાય છે, અને જીવને ગોયા તમામ ધોઇ નાખે છે, અને તેને આંધળો, બહાવરો અને ખરાં જ્ઞાનથી બેફામ કરી નાખે છે, જેથી દુનિયાંની સેહજ સાજ નજીવી બિના પણ તેના તેવા ખાલી થઇ ગયેલા જીવ ઉપર મજબુત અસર કરે છે.

મારી મતલબ ખુલ્લી કરવાને અર્થે હું એક દ્રષ્ટાંતનો ઉપયોગ કરીશ. એકાદ ગ્રંથ કરતા પોતાના લખવાના કામમાં, કે ચિતારો પોતાના ચિતારવાના કામમાં, અથવા એકાદ કવિ પોતાની કવિતાના મીઠા સરોદ તેની રમણીય કલ્પનાથી સાંભળવામાં

મશગુલ છે એમ ધારો; આ કામ કરનારાઓ મધેથી, ધારો કે, કોઇ પણ પોતાનાં કામનો વખત પોતાના મકાનની એકાદ મોટી બારી અથવા ખીરકી આગળ કાઢે છે કે જે ખીરકીમાંથી એક મોટા ધમધોકાર કામકાજથી ગુંથાયલી જીવન શક્તિ, તેની જોવાની અથવા સાંભળવાની શક્તિને ગોયા એવી તો મંદ કરી નાંખે છે કે તેની નજદીકના ધીકતા મોહોલ્લાનો કારભાર એક પસાર થઇ જતા દેખાવ તરીકે તેનું ધ્યાન ખેંચ્યા વગર પસાર થઇ જાય છે. પણ તેજ બારી યાને ખીરકી આગળ બેઠેલો બીજો માણુસ કે જે ખાલી મગજનો યાને એક ચિત્ત કે વિચારનો હોય અને જેને તે દિવસે કાંઇ પણ નેમેલું કામ કરવાનું નથી, તે શખ્સ તે મોહોલ્લામાંથી પસાર થતા દરેક રાહદારીને જુએ છે, અને તેઓ મધેથી તેને ખુશી કરે અથવા રમુજ આપે એવા ચેહરાને યાદ પણ રાખે છે. એવીજ બાબદ મનના અમર સતના સંબંધને લગતી છે. જો મન તેની ચલવિચલ હાલતને, તેનાં એક-તરફી અધુરાં જ્ઞાનને, તેની ભરૂસા વગરની અધુરી ખબરને, જીવના ભિત્તરમાં દાખલ થવા નહિ દેતો તેનુ અંતરનું શાંતિનું સ્થળ—કે જે પેહેલા નિયમ અખ્તયાર કરવાથી મલી શકે છે—તેમાં કાંઇક ખરેખરાં સત્ય જ્ઞાનનો ભાસ થાય છે. ત્યારે ખરેખર કાનો સાંભળવાનું શરૂ કરે છે. પેહેલાં તો ઘણીજ ઝાંખી રીતે; કારણ કે ખરી, ખરેખરી જીંદગીનો ભાસ પેહેલ વેહેલો એવો તો બારિક રીતે અને સહેજ થોડો જેટલો તેનાં અંતઃકરણમાં થાય છે કે, તે ભાસ સાંભળનાર અમસ્થી ખ્યાલી કલ્પના સમજી તેને મચક આપતો નથી. પણ આ ઉમદા કુદરતી સૂચના કલ્પના કરતાં પણ કાંઇ વિશેષ ભરોસેદાર બિના બને તે અગાઉ ચેલાને પેલા અથાગ નીસ્તીના ભયંકર દરિયાવના બીજા આકાર સામે હિમ્મતથી ટકી

રહેવાનું છે. રૂપરંગ વગરના અણુહદ જગતને તેનાં મિથ્યા સ્વરૂપમાં જોવાથી જે ડર લાગ્યો હતો તેનાં કરતાં વધારે ભયંકર અને ત્રાસદાયક સમુળગી ચુપકીદી* નો ડર લાગે છે કે જે ચુપકીદી દુનિયાનાં ક્ષણભંગુર આવાજો તરફ કાન બંધ કર્યાથી આવે છે. કોરો વિસ્તાર યાને મિથ્યા જગત એને બીજા વિચારમાં લઇયે તો કાળું અંધારૂં એવો થાય છે. આ મોટો દુનિયાઇ ડર ઘણા માણસોને લાગે છે અને જ્યારે તે અનુભવને હંમેશનો અને ફેરફાર થયા વગરનો સમજવામાં આવે છે ત્યારે તો જરૂર તે કાંઇ સમુળગો ક્ષય યાને નાશ જેવો વિચાર લાવે છે. પણ આટલાંથી તો ફકત

* "સમુળગી ચુપકીદી," "સમુળગો ક્ષય," "કાળું અંધારૂં," "અથાગ નીસ્તીનો ભયંકર દરિયો," "રૂપરંગ વગરનું યાને મિથ્યા સ્વરૂપનું જગત" અને તેનો "ભયભીત દેખાવ" વગેરે અલંકારિક શબ્દોનો સાર એજ છે કે આપમતલબી દુનિયા વચ્ચે ચેલો જ્યારે ઉપલા નીયમો યાને સૂત્રો પ્રમાણે અમલ કરવાને પ્રયત્ન કરે છે, અને તેમ કરતાં તેને જે મુશ્કેલીયો નડે છે, તથા દુનિયાનું ખોટાર તેની દૃષ્ટિએ પડતું જાય છે, ત્યારે તે સમયે પેહેલવેહેલી અજમાયેશ ચેલાને બહુ શોકજનક અને દહેશતભરેલી લાગે છે; યાને હજી તેણે પૂરો મીનોઇ પ્રકાશ મેળવ્યો નથી, તે છતાં તે મેળવે તે અગાઉ તેને આવા ડરામણા દુનિયાના અનુભવમાંથી પસાર થવું પડે છે, તેથી બીજી વખતે તેને શક આવે છે કે—હું આ શું કરૂં છું? કાંઇ હું વહેમાઇ તો ગયો નથી? એવા શક સુબેહથી તેનું પગલું તેના સતમાર્ગ ઉપર લગાર ડામાડોળ થાય છે, અને પછી બીજા હાથ ઉપર દુનિયામાંની ચીજો પણ હવે પેહેલાં માફક તેને ખેંચાણ કરી શકતી નથી, કારણ કે તેનાં દિલમાં આત્માનો થોડોક પ્રકાશ પડયો છે, તેથી તેઓને પાછો વળગવાની તે કાંઇ ઝાઝી દરકાર રાખતો નથી. એવી બે હાલતોની વચ્ચેનો જે કાંઇ કસોટીનો અનુભવ તેને ઉપર કહેલા અલંકારિક શબ્દોથી ચિતાર્યો છે.—ન. મ. દે.

એક બાકી ઇંદ્રિનો લોપ થાય છે, યાને તેનો નાશ થાય છે; અને કાળાં અંધારામાં પણ સધિયારો આપી શકે એવો આવાજ તો આવી શકે. ચેલાએ કાળું અંધારૂં કે જે ભયભરેલો ગાર છે તેમાં રસ્તો લીધા પછી તેને પોતાના જીવના દરવાજા (કાન)ને એવા તો બંધ કરવા જોઇયે કે તેમાં કોઇ સધિયારો આપનાર દોસ્ત કે બિહિક દેખાડનાર દુસ્મન દાખલ થઇ શકે નહિં.* અને જ્યારે આ બીજી કોશેશ કરવામાં આવે છે ત્યારેજ, યાને બીજા નિયમ પ્રમાણે અમલ કરવામાં આવે છે ત્યારેજ, તેને માલમ પડે છે કે દુઃખ અને સુખ એ બન્ને કાંઇ એકજ લાગણી છે, અને તેવી ખુલ્લી સમજ તેને આગળ કદી આવી ન હતી, કારણ જ્યારે જીવ ચુપકીદીનાં એકાંતવાસને પોહોંચે છે ત્યારે તે કોઇ પણ લાગણી ઉપર વિસામો લેવાને એટલો તો આતુરતાથી તલપે છે કે તે કોઇ પણ દુઃખની અથવા સુખની લાગણીને પત કરે છે. જ્યારે આટલા ભાન સુધી તે આવે છે ત્યારે તે હિમ્મતવાન ચેલો તે ભાનને મજબુતાથી પકડીને પોતાની અંદર તલપતી લાગણીઓને એકદમ કચડી નાખે છે. જ્યારે ખુશકારક કે દુઃખકારક આવાજો વચ્ચે કાન કાંઇ તફાવત જોતો નથી ત્યારે તે બીજાંઓનાં આવાજથી અસર વગરનો થાય છે. અને આવી હાલતે પોંહોંચ્યા પછીજ તેને પોતાના જીવના દરવાજા ખોલવાને સલામતી ભરેલું, અને બનવા જોગ છે.

"દૃષ્ટિ" એ પેહેલીજ અને સર્વેથી સેહેલી કોશેશ છે, કારણ કે એ પ્રયત્નને મનશક્તિથી પણ થોડીક મદદ મળે છે. અકલ

* યાને દોસ્તના અથવા સગાંના મીઠા અને ચાપલુસી ભરેલા શબ્દોથી લોભાઇ-લલચાઇ જઇને, તેમજ બીજાંઓના ડરથી ડરી જઇને, દિલમાં પકડેલા સત્તમાર્ગથી લપસી જવું નહિ.—**ન. સ. દે.**

યાને વિચાર શક્તિ દિલને જીતી શકે છે કે જે સાધારણ જીંદગીમાં સારી રીતે માલમ પડે છે. તેથી આ શરૂઆતનું પગલું તો હજી ખાકી જ્ઞાનની હદમાંજ સમાયલું છે. પણ બીજા પગલામાં અને બીજો નિયમ અમલમાં લાવવાની કોશેશમાં કાંઇ પણ તરેહની કે ખાકની મદદ કામમાં આવી શક્તિ નથી. અલબતાં ભેજાની ક્રિયા, લાગણી, અને મનુષ્ય જીવની મદદથી મલતી મદદને હું ખાકી મદદ ગણું છું. જ્યારે કાનોને અમર અંતરના ગેબી આવાજનેજ સાંભળવાને યાને તેનાજ તાબામાં રહેવાની ફરજ પાડવામાં આવે છે ત્યારે તે પ્રાણી કે જેને આપણે માણસ કહિયે છિયે તે હવે વધુ વાર માણસ રહેતો નથી. કાંઇ એક હજાર ને એક યાને બેશુમાર અસરો બીજા તરફથી આપણા ઉપર લાવવામાં આવે છે તેની ઉપર ટપકેનીજ તપાસ કરતાં માલમ પડે છે કે એમજ છે, યાને તે ચેલો સાધારણ માણસથી કાંઇ વિશેષતા ધરાવતો હોય એમ ખુલ્લું જણાય છે. ચેલો પોતાની દરેક મનુષ્યપદની ફરજ બજાવશે; પણ તે ખુદ પોતાની ખરી સમજથી બજાવશે, અને નહિ કે, એક કે બીજો જેમ ફરમાવે તેમ. તેથી કરીને આંધળી દુનિયાંમાંથી કોઇ ત્રાહિત આદમી ફરમાવે તેમ ચાલવા કરતાં દિલમાંથી નીકળતાં ખરાં સત જ્ઞાનથી દોરવાવું એ તેનુ દેખઇતું પરિણામ છે.

ચોખી ચુપકીદી મેળવવાને માટે ચેલાએ ખાકી દિલ અને તેની લાગણીઓ તેમજ ભેજું અને તેની ખાકી સમજને બાજુ મૂકી દેવાં જોઇયે. એ બન્ને ખાલી રચના છે કે જે માણસની ખાકી જીંદગી સાથેજ ખતમ થાય છે. જે કાંઇ પેલી મેરનું મીનોઇ તત્વ છે, જે કાંઇ આગળ દોરવનાર શક્તિ છે, જે વડે માણસને જીવન શક્તિ મળે છે, તે મીનોઇ તત્વને હવે જગાડ-

વાની અને કામે લગાડવાની જરૂર છે. મોટામાં મોટા જોખમની ઘડી આ છે. પેહેલીજ કોશેશમાં આદમીઓ બિહિકથી દિવાના બની જાય છે; આ પેહેલી કોશેશ માટે બુલવર લીટને લખ્યું છે. કલ્પિત વાર્તા લખનારાંઓ મધેથી કોઇ પણ આ બીજી કસોટીમાંથી પસાર થતું નથી, જો કે કેટલાક કવિયો એ બીજી કસોટીનાં અનુભવમાંથી પસાર થયલા છે. એની બારીકી અથવા મોટો જોખમ એજ બિનામાં સમાયલો છે કે માણસની શક્તિના પ્રમાણમાં—યાને નિયમ પ્રમાણે સઘળી મુસ્કેલી છતાં દ્રઢતાથી ચાલવાના પ્રમાણમાં—તેનું એ હાલતમાંથી નીકળી આગળ વધવાનો અથવા તો કાંઇજ નહિ તો એની સાથે ટક્કર મારવાનો સંભવ સમાયલો છે. જો તે માણસને પોતાના અમર આત્માની આ અદ્‌ભૂત અને અત્યાર સુધી નહિ વાપરેલી શક્તિને જગાડવાની તાકાત હોય છે, તોજ તે સુવર્ણના દરવાજા ખોલવાને શક્તિવાન થાય છે, અને ત્યારેજ તે જીંદગીના અર્કનો કબજો મેળવી ખરો કિમિયાગર * બને છે.

અનુભવની આ ટોંચ છે કે જ્યાંથી એક આત્મજ્ઞાની બીજાં સાધારણ માણસોની રહેવાની રીતભાતથી જુદો પડે છે, અને એક એવી જીંદગીમાં દાખલ થાય છે કે જે તેની પોતાની છે; આપણી પૃથ્વિ ઉપર જે દેવ રાજ્ય અમલ ચલાવે છે તેની સત્તામાં રહેવાને બદલે તે આત્મજ્ઞાની પોતેજ ઉપજાવેલા જ્ઞાન માર્ગ ઉપર ચાલે છે. આ પ્રમાણે જાતિ શક્તિ મેળવી પોતાની પદ્દી ચઢાવ્યાથી જીંદગીની જે કાંઇ ચઢતી શક્તિઓ—યજદો, દેવતાઓ, ફિરેસ્તાઓ—તેમની સપાટી ઉપર આવી તેઓ સાથે એક સમાન થાય છે, અને તેઓ મધેનો એક બને છે. કારણ કે તે

---

* જુઓ નોટ પૃષ્ઠ ૩૮.

ચઢતી શક્તિઓ આ દુનિયાની ઉતરતી શક્તિઓ અને આ જગતના કાયદાઓની પેલીમેર ઉભેલી છે. આ કામ બજાવવાથીજ માણસને પોતાની મોટી કોશેશનું ફળ મેળવવાની આશા છે; જેમ પોતે શ્રેષ્ટ કુદરતનાં મનને લગતાં જ્ઞાન મધેનો એક અંશ છે, તેમ તે હવે પોતાની ચાલુ હૈયાતીમાંથી ગોયા એક મોટો કુદકો મારી પેલીમેરની મીનોઇ હૈયાતીમાં જઇ પોંહોંચે છે, અને મીનોઇ શક્તિનો એક ખરેખરો ભાગ એકદમ બને છે. તેણે પોતાથી એક પગલું આગળ ભર્યું છે, જો આ પોતાની મેળે વિરૂદ્ધ દેખાતો વાક્ય બરોબર સમજવામાં આવે તો [યાને ખાકી હવસી જીવ ઉપર કાબુ મેળવી તેને પાછલ પાડી મીનોઇ આત્મા સાથે એક થઇ આગળ વધ્યો છે]. જેઓ એવું માને છે કે પોતાનામાં તેમજ સઘળી માણસ જાતમાં આગળ વધવા માટે એક છુપી શક્તિ હૈયાતી ભોગવે છે, જેઓ આગળ વધેલા પેશવા **વડા ભાઇઓ** યા **મહા પુરૂષો** છે, તેઓ આ હાલતને વળગી રહે છે. દરેક માણસે પોતેજ, કાંઇ પણ મદદ વગર, આ મોટો કુદકો મારવાનું કામ બજાવવાનું છે; તે છતાં બીજાઓ પણ એ માર્ગે આગળ ગયા છે એમ જાણવું એ પણ કુદકો મારવાની લાકડીના ટેકા સમાનજ મદદ થઇ પડશે. એ ખરી વાત છે કે જેઓ તે અંધારા ગારમાં કુદકો મારી ગયા છે તેઓ ખાકી દેખાતી આંખ આગળથી ગૂમ થઇ ગયા છે; તેની કાંઇ અડચણ નથી, પણ તેઓને એમ કુદકો મારી જવાની હિમ્મત હતી. તેઓ ગારમાં ગુમ થઈ ગયા છે એનો અર્થ એજ કે જે કોઇ એ માર્ગે આગળ વધે છે તેની બિલકુલ પિછાણ રહેતી નથી, સિવાય કે બીજો તેના જેવીજ નવી શ્રેષ્ટ હાલતે પોંહોંચે ત્યારેજ તેને તેની તે હાલતમાં જોઇ પિછાણ કરે. તે કેવી રીતની હાલત છે તે

ઉપર અત્રે વિવેચન કરવું બેજા છે. હું એટલુંજ કહીશ કે, ચુપકીદીના દરવાજામાં દાખલ થતા આદમીની શરૂઆતની હાલતમાં તે શખ્સ પોતાના દોસ્ત આસ્નાઓનું, પોતાનાં સગાં વહાલાંઓનું, અને વળી પોતાનાં ગુરૂઓ જે તે રસ્તે આગળ વધી ગયા છે તેઓનું, પણ ભાન ખોઇ દે છે. આ સમજ આપવાનું કારણ એ છે કે ઘણા ખરા સઘળા ઉમેદવારો કડવી ફરિયાદ કર્યા વગર આ હાલતમાંથી પસાર થતા નથી. ચેલાએ આગળથી ચેતવું કે જો તે એમ ચાહે કે તેની ચુપકીદી સંપૂર્ણ હોવી જોઇયે તો તેણે કદી આવી ફરિયાદ—માને માર્ગમાં થતી અડચણ માટે નિરાશી—કરવી નહિ, કારણ કે એમ અસંતોષી થવાથી માર્ગમાં હરકત થાય છે. તમારો ગુરૂ તમારો હાથ ધરશે અને એક મનુષ્ય દિલથી થાય તેટલી સઘળી તમારી દયા કરી દાઝ જાણશે. પણ જ્યારે ચુપકીદી અને અંધારૂં આવી પડે છે, ત્યારે તમે તમારા ગુરૂનું જ્ઞાન ખોઇ દયો છો, અને તે તમને મદદ કરી શકતો નથી; નહિ કે તેની શક્તિ ઘટી ગઇ છે તેટલા માટે, પણ તમે પોતે તમારા દુશ્મનને જગાડેલો છે તેટલા માટે.

તમારો દુશ્મન તે કોઇજ નહી પણ તમો પોતે, તમારી ખુદી. અંધારાં અને ચુપકીદીમાં તમારા જીવની સમક્ષ હિમ્મતથી ઉભા રહેવાને ચાહતા હો તો તમારે ખાકી લાગણીઓમાં વસ્તા તમારા નફશે હેવાનને જીતી લેવો જોઇયે.

હું બિહું છું કે આ લખાણ લગાર ગુંચવાડા ભરેલું માલમ પડશે, પણ ખરેખર તો એ તદન સાદુ છે. જ્યારે માણસ પોતાની ફળ પ્રાપ્તિએ પોંહોચી સુધારાની ટોંચ ઉપર આવે છે ત્યારે તે ગોયા બે આતશ વચ્ચે આવી પડે છે. જો તે તે વખતે પોતાનો [આત્મ-જ્ઞાનનો] ખરો વારસો મેળવવા ચાહે તો તેજ વેળા મુશ્કેલી

વગર તેની બાકી અને હેવાની જીંદગીનું વીતરામન તુરત નીકળી જાય. પણ તેમ તે કરતોજ નથી, અને તેથી મનુષ્યોની ઓલાદો જો કે ગમે એવી સંપૂર્ણ સુધારાની ટોચે આવી પોહોચે છે તે છતાં પાછી તે કરમાઇ જાઇ, મરણ પામે છે, અને પૃથ્વિની સપાટી ઉપર કોહી સડી જાય છે. અને આ મોટી કોશેશ કરવાનું, પોતાના ઉંચા ખવાસથી ડરી નહિ જવાનું, અને પોતાના નીચ હેવાની ખવાસથી ખેંચાઇ નહિ જવાનું કામ દરેક માણસને જાતે પોતાને માથે ઉઠાવવાની ફરજ પડે છે. દરેક જણ જે આ કામ બજાવે છે તે કુલે માણસ જાતનો તારનાર છે. તેના કામો દુનિયામાં આશકારા થઇ પ્રકાશતાં ન હોય, અને તે એક છુપી અને ચૂપ જગામાં વસતો હોય, તે છતાં આ વાત તો ખરીજ છે કે તે કુલે માણસજાત અને પોતાના ઇશ્વરી અંશ વચ્ચે, બાકી જગત અને મીનોઇ જગત વચ્ચે, અને બજારની ધમ ચકરી અને બરફથી છવાયલા હિમાલય પર્વતની શાંતિ વચ્ચે સંબંધ રાખે છે. આ સંબંધ રાખવાને ખાતર તેને માણસોના સમાગમમાં જવાની કાંઇ જરૂર પડતી નથી. ઍસ્ટ્રલ (આકાશિક) ભુવનમાં તે પોતેજ તે સંબંધ છે; અને એ હકીકતને લીધેજ તે બાકીનાં સાધારણ માણસો કરતાં કાંઇ બીજા અને ચઢતા દરજ્જાનો બને છે. જ્ઞાન માર્ગના રસ્તામાં હજી તો તેણે બીજું પગલું ભર્યું છે, તેટલાંથીજ તે પોતાનું પગલું સાબેત ઠરેલું જુએ છે, અને આખર અખંડનો તે એક માન્ય રહેલો ભાગ છે એવું તેને ભાન થાય છે.

જીંદગીની ઉલટા ઉલટી બાબદો મધે આ બાબદ એવી તો ચાલુ બનતી રહે છે કે તે કલ્પિત વાર્તા લખનારાઓને એક અચ્છો ખોરાક પૂરો પાડે છે. આત્મજ્ઞાની જેમ જેમ પોતે પસંદ કીધેલા માર્ગ ઉપર મક્કમ રીતે ચાલવાને કોશેશ કરે છે તેમ તેમ

તે આ બાબદો વધારે ખુલ્લી રીતે પ્રગટ થતી જુએ છે. જેમ જેમ તે ખુદ પોતાનામાં સંકોચાઇ, બીજા ઉપર આધાર રાખ્યા વગર, સ્વતંત્ર થતો જાય છે, તેમ તેમ તે ચોકસ વિચાર અને લાગણીની મોટી ભરતીનો એક અમુક ભાગ બનતો પોતાને જુએ છે. જ્યારે તે પેહેલો સબક શીખ્યો છે, જ્યારે તેણે દિલની ભૂખ છતી છે, યાને કાંઇ ચીજની તે ખાહેશ રાખતો નથી, અને બીજાંઓના પ્યાર હેઠળ રહેવાનું તેણે ના પાડયું છે, ત્યારે તે વધારે ને વધારે બીજાંઓ ઉપર પ્યાર દોડાવી તેમનું રક્ષણ કરવાને શક્તિવાન થયો છે. જેમ જેમ તે પોતાની ફાની જીંદગીને ફેંકી દે છે, યાને તેથી બેપરવા રહે છે, તેમ તેમ નવી તરેહની જીંદગી નવા સ્વરૂપમાં તેને આવી મલે છે. સાધારણ માણસના સંબંધમાં દુનિયા ઉલટા ઉલટી હાલતોથી ભરેલી એક જગ્યા છે; પણ તે જ્યારે ચેલો બને છે ત્યારે તે ખુદ પોતાની જીંદગી દુનિયાના લોકોની રીતભાતથી ઉલટીજ તરેહની બનતી જુએ છે. કુદરતમાં બનતી આ એક ખરેખરીજ બાબદ છે, અને તેનું કારણ પણ ઘણું ખુલ્લું છે. દરેક માણસ ગમે એવું ખરાબ હોય તોપણ તેનો "જીવ એક સેનારાની માફક તેનાથી સ્વતંત્ર રીતે વસે છે;" જ્યારે તેનું ભાન ધુજણી અને લાગણીયોથી ભરેલી જીંદગીના કાયદા હેઠળ છે. આ હકીકત તરેહવાર ગુંચવણ ભરેલી ખાસિયતો ઉપજાવવાને પૂરતી છે, કે જે કલ્પિત વાર્તા લખનારાઓને ખોરાક પૂરો પાડે છે. દરેક માણસ પોતાના દોસ્તના, દુશ્મનના, કે ખુદ પોતાના સંબંધમાં એક ભેદ જેવો છે. માણસની ધારણા વારે ઘડિયે પરખાય નહિ એવી હોય છે, અને પોતે તેના ભેદમાં દાખલ થઇ શકતો નથી, અથવા તો પોતે તે આ ચીજ કે પેલી ચીજ શા માટે કરે છે તે પણ જાણતો નથી.

ચેલાની કોશેશ તો પોતાના સેતારા માફક અલાહેદા રહેલા જીવ મધે નિંદ્રાવશ પડી રહેલી મીનોઇ શક્તિને જગાડી, તેનુ જ્ઞાન મેળવવાને લગતી છે. જેમ જેમ આ મીનોઇ જ્ઞાન પ્રગટ થતું જાય છે તેમ તેમ જીંદગીની ઉલટા ઉલટી હાલતો પેહેલાં કરતાં ઘણી સ્પષ્ટ રીતે માલમ પડતી જાય છે, અને માયાવિક લોક-મતથી ઉલટા વિચારો ધરાવવાનો સબબ એજ છે. કારણ કે ખચીત માણસ પોતેજ પોતાની જીંદગી પેદા કરે છે; "હિમ્મતે ખોદા," યાને હિમ્મતવાનનેજ સાહસ કામની પ્રાપ્તિ થાય છે, એ કહેવત, જે કોઇ ખરી બિનામાંથી ખેંચી કહાડેલી ડાહી કહેવતો છે અને જેના પેટામાં માણસના સઘળા અનુભવના સારાંશનો સમાવેશ થાવ છે, તે મધેની એક છે.

માણસના આત્મિક ભાગ ઉપર થયલું દબાન તેની હેવાની-યત ઉપર અસર કરે છે, યા તે ઉપર પ્રત્યાઘાત થાય છે. જેમ જેમ ગુપ્ત રહેલો જીવ જાગૃત થાય છે તેમ તેમ તે આદમીની સાધારણ જીંદગી પણ ઘણીજ ઉપયોગી, ખરી, અને જવાબદાર બનતી જાય છે. આગળ બે ઉદાહરણ આપ્યાં છે તે યાદ રાખવાં; આત્મજ્ઞાની જે ખુદ પોતાનાંજ કિલ્લામાં ભરાઇ બેઠો છે તેને પોતાની શક્તિ મલતી જાય છે, અને પોતાના શીર ઉપર કઇ કઇ ફરજો છે તે માટે તે તુરત જાણીતો થાય છે. તેને જે જોર અને શક્તિ મલે છે તે તેના હક તરીકે નહિ, પણ તે જે કાંઇ અખંડ છે અને જેનો તે પોતે એક ભાગ બન્યો છે, તેના સબબને લીધે છે; અને જેવો તે બાકી જીંદગીની ધ્વનિ વચ્ચે ધ્રુજયા વગર સહીસલામત ઉભો રહેવાને શક્તિવાન થાય છે તેવોજ તેને બાકી દુનિયાના લોકો, તેમની વચ્ચે આવી મહેનત કરી તેમને સહાય કરવાને અરજ કરે છે. તેજ પ્રમાણે દિલની વાત છે

જ્યારે દિલ ખુદ પોતાને માટે કાંઇ પણ મેળવવાને ઇચ્છતું નથી ત્યારે તે દિલને બીજા સઘળાંઓ ઉપર પુષ્કળ રીતે નવાજેશ કરવાનું ફરમાવવામાં આવે છે. " માર્ગ ઉપર પ્રકાશ "ને સાધારણ લોકમત વિરૂદ્ધની ચોપડી લેખવામાં આવી છે; અને ખચીત તેમજ છે; કારણ કે જ્યારે તે મધે દર્શાવેલી બાબદ એક ચેલો ખુદ પોતાની જીંદગીમાં અનુભવથી જોય છે ત્યારે તે એમ નહિ હોય તો બીજું શું?

જોવાની અને સાંભળવાની ઑસ્ત્રલ ઇંદ્રિયો સંપાદન કરવાનું કામ, અથવા બીજા શબ્દોમાં બોલિયે તો, આત્માની દૃષ્ટિ મેળવવાનું અને તેના દરવાજા ખોલવાનું કામ, અત્યંત મુશ્કેલ છે; અને તેથી તે સંપાદન કરવા માટે એક પછી એક એમ કેટલાક જન્મોના ફણ ભોગો આપવા પડે. અને તે છતાં જો સંકલ્પ શક્તિ પક્કી થઇ તો એ ચમત્કાર એક પલવારમાં પણ બને. ત્યાર પછી તે ચેલો વખતનો વધારે વાર ગુલામ રહેતો નથી.

આ પેહેલાં બે પગથિયાં અભાવ સૂચક (negative) છે, યાને ચાલુ હાલતમાંથી ખેંચાઇ અંદર રહેવાનું કામ [નીવૃત્તિ] દર્શાવે છે, અને નહિ કે બીજી હાલત ઉપર વધવાનું. હવે પછી આવતા બે નિયમો ક્રિયાકારક (active) છે, યાને બીજી હાલતમાં વધવાનો અર્થ સૂચવે છે.



[ ૩ ]

**" સદ્‌ગુરૂઓની સમક્ષ આવાજ બોલવાને શક્તિવાન થાય તે આગમચ—"**

**વાચા** એ સંદેશો કહેવાની શક્તિ છે; અને ખંતથી મિનોઇ જીંદગીમાં દાખલ થતી વખતે તે શક્તિ મેળવાય છે.

અને હમણા, હું આગળ ચાલુ તે અગાઉ, "માર્ગ ઉપર પ્રકાશ" મધેના નિયમોને કેવી રીતે ગોઠવવામાં આવ્યા છે તે માટે મને થોડોક ખુલાસો કરવા દો. આંકડા મારેલા ચાર નિયમો છે તે વગર આંકેલા ચાર નિયમો મધેના પેહેલા બે નિયમો જે ઉપર મેં આગળ વિવેચન કર્યું તેમના વિભાગો છે. આંકેલા નિયમો વગર આંકેલા ચાર નિયમોને લગાર ખુલા સમઝાવવાની મારી ફક્ત કોશેશ હતી. આંકેલા નીયમો મધેથી આઠથી પંદર નિયમો વગર આંકેલા નિયમો જે ઉપર અત્રે વિવેચન કરવામાં આવશે તેને લગતા છે.

જેમ મેં આગળ કહ્યું તેમ આ નિયમો ફકત ચેલાનેજ માટે છે, બીજા કોઇને ખાતર નથી; બીજાઓને તો આ નિયમો વગર અર્થનાજ છે. તેથી હું ભરૂસો રાખુ છું કે ચેલાઓ સિવાય બીજું કોઇ પણ એ નિયમો હવે વધુ વાંચવાની મહેનત લેશે નહિ. પહેલા બે નિયમો મધે આવેલી સઘળી કોશેશો કરવાને માટે સરજન દાકટરના નસ્તરની જરૂર છે, [ યાને દિલમાં વસ્તા વિકારોને કાઢી નાંખતાં છરીથી શરીરના રોગીષ્ટ ભાગોને કાપી નાંખવાનાં જેવું દુ:ખ સોસવું પડે છે ]. પણ ચેલાએ કોઇની પણ મદદ વગર પેલા સર્પને, પોતાની હેવાનિયત ખસલતને, મારી નાખવાની છે; તેણે પોતાની આગળ મરજી યાને ઠરાવથીજ પોતાના

માણુસાઇ [બુરા] જુસ્સાઓ અને લાગણીઓને કચડી નાખવાના છે. આ કામ કેટલેક દરજ્જે બજાવ્યા પછીજ તેનાથી ગુરૂની મદદ માંગી શકાય. નહિ તો આત્માની બારિયો અને દરવાજા, ઝાંખા, આંધળા, અને અંધારાજ રહે છે, કે જેમાંથી આત્મજ્ઞાન આવી શકતું નથી. ચેલાએ પોતાના આત્મા સાથે કેમ વર્તવું તે કહેવાની આ લખાણમાં મારી મકસદ નથી. હું તો ચેલાને માત્ર જ્ઞાન આપુ છું. અને તે પણ હું અત્રે સઘળાજ વાંચનારને માટે જેમ લખવામાં આવે છે તેમ લખતી નથી, કારણ કે શ્રેષ્ટ કુદરત તેના પોતાના અચૂક કાયદાઓથી તેમ કરવાને અટકાવે છે.

આ ચાર નિયમો, જે પશ્ચિમ તરફના અભ્યાસીઓ જેઓ તેમનો અભ્યાસ કરવાને ખાહેશ રાખે છે તેમને માટે મેં અત્રે નોંધી લીધા છે તે, જેમ મેં આગળ કહ્યું તેમ, દરેક મોજુદ ગુપ્ત આશ્રમના પેહેલાંજ દિવાનખાનામાં લખવામાં આવ્યા છે; હું અહીં વધુ કહીશ કે આ નિયમો આગળ થઇ ગયલાં ગુપ્ત મંડળોમાં તેમજ ચાલુ હૈયાત મંડળોના આગલા દિવાનખાનામાં લખાયા છે, એટલુજ નહિ, પણ હવે પછી રચવામાં આવનારાં ગુપ્ત મંડળો અથવા મકતબોનાં પેહેલાં દિવાનખાના માટે પણ છે. જ્યારે હું એવાં ગુપ્ત બંધુત્વ અથવા મકતબો માટે બોલુ છું ત્યારે એમ ન સમજવું કે તે કાંઇ પંડિતો કે વિદ્યાર્થીઓના બંધારણ અથવા વ્યવસ્થા માટે ઉભાં કીધેલાં ખાતાંઓ માટે હું બોલું છું. હું કાંઇ કહું છું તે શ્રેષ્ટ કુદરતમાં હળવે હળવે સંપૂર્ણ ઇશ્વરી યાને મીનોઇ હાલતથી રચાતાં બંધારણ, કે જે બિના કુદરતમાં બનતી એક ખરેખરી હકીકત છે, તેને માટે બોલુ છું. જ્યારે આ મીનોઇ યાને ઇશ્વરી ગુણો ચેલામાં ખીલતા જાય છે ત્યારે તેને જુદી જુદી પદવીમાં શાંતિ અથવા

સ્થીરતા, સ્વચ્છ જ્ઞાન, ચોખ્ખુ સત્ય, મલતુ જાય છે, અને જેમ જેમ તે આ પદવીઓમાં દાખલ થતો જાય છે, તેમ તેમ તે પોતાને, સાદી રીતે કહેતાં, માણુસનાં ભાનનાં પડનો એક ભાગ થયલો જુએ છે. ત્યાર બાદ પોતાના જેવા બીનસ્વાર્થી અને ઉત્તમ ખસલતનાં માણુસો સાથે તેનો સમાગમ થાય છે, અને તેમની ખાસિયત એક તરેહના મલતાવડાપણાની હોવાથી તેઓ એકમેક સાથે ઘણા ધાડા સંબંધથી જોડાય છે, અને તેમનો તે સંબંધ જાથુકનો અને તુટે નહિ એવો હોય છે. તેવા સદ્‌પુરૂષો સાથે તે ચેલો એવા તો ગંભીર અને પવિત્ર કોલોથી બંધાય છે કે જેમનું વર્ણન સાધારણ શબ્દોમાં થઇ શકે નહિં. બંધુત્વ એટલે શું તેનુ માત્ર આ એક સ્વરૂપ છે.

પેહેલા બે નિયમો જીતવાથી, યાને તેનાં શિક્ષણ પ્રમાણે વર્તવાને લાયક થવાથી, ચેલો પોતાને જ્ઞાનના ઉંબર આગળ આવી પૂગેલો જુએ છે. ત્યાર પછી જો તેની નિશ્ચયતા પૂરતી રીતે દ્દઢ અને કાયમ હોય તો તેને બોલવાની શક્તિ આવે છે, કે જે શક્તિ બેવડી હોય છે. કારણ કે, જેમ જેમ તે ચેલો આગળ વધે છે તેમ તેમ, તે પોતાને એવી ખીલતી હાલતમાં દાખલ થતો જુએ છે કે જ્યાં દરેક ખીલતી કળી તેની સંખ્યાબંધ પાંખડિયો ફેલાવે છે, યાને ચેલાને ચોતરફથી જ્ઞાન થાય છે. જો તેણે પોતાને મલેલી નવી બક્ષેશનો ઉપ્યોગ કરવો હોય તો તેણે તે બેવડી તરેહથી વાપરવી જોઇયે. સદ્‌ગુરૂઓની સન્મુખ બોલવાની તેનામાં તાકાત આવેલી તે જુએ છે; બીજા શબ્દોમાં બોલિયે તો, જે ભાન અથવા જ્ઞાનની હાલતમાં તે દાખલ થયો છે તે હાલતને લગતાં શ્રેષ્ટ મીનોઇ તત્વના સંબંધમાં આવવાનો તે હક મેળવે છે. પણ પોતાની હાલતની તાસીરથી તેજ વખતે બે રીતે વર્તવાને તેને ફરજ પડતી તે જુએ છે. તે ઉંચાં શિખરો કે જ્યાં દેવતાઓ યાને ફરેસ્તાઓ વસે છે ત્યાં

તેનો આવાજ મોકલી શકતો નથી, સિવાય કે તે પોતે ઉંડા ખો અને ગારો કે જ્યાં દેવતાઓની રોશની મુદલ પોંહોચતી નથી ત્યાં પોતે પેવશ થાય. તે પોતાને લોઢાના જેવા સખ્ત કાયદાનાં પંજા યાને સકંજામાં આવેલો જુએ છે. જો તે એક ચેલો થવાની માંગણી કરે છે તો તેજ વખતે તે એક નોકર બને છે. પણ તેની નોકરી ઉત્તમ નોકરી છે, જો તેમાં સામેલ થનારાઓના ચારીત્ર ઉપરથીજ માત્ર જોઇએ તો. કારણ કે મહાત્માઓ પોતે પણ નોકરજ છે; તેઓ પોતાની ખીદમત બજાવે છે, અને તેનો બદલો પછાડેથી મેળવે છે; તેમની ખીદમતનો એક ભાગ એ છે કે ચેલાને પોતાનામાંથી થોડુંક જ્ઞાન આપવુ; અને ચેલાની પેહેલી નોકરી એ છે કે પોતે મેળવેલાં જ્ઞાનમાંથી થોડુંક જ્ઞાન બીજાઓ, જેઓ ચેલાના જેટલી જ્ઞાનની હાલતે હજી પહોંચ્યાં નથી, તેઓને આપવું. આ કાંઇ ગુરૂ અથવા શિક્ષક કે એવાજ કોઇ ગમે એવા પવિત્ર શખ્સે પોતે પોતાની હકુમતથી ઠરાવેલો નિયમ કે ઠરાવ નથી. જે જીંદગીમાં ચેલો દાખલ થયો છે તે જીંદગીનો ખુદ એ એક કાયદોજ છે.

તેટલાજ માટે પુરાણા ઇજીપ્તનાં બંધુત્વનાં મહોના ભિત્તરના દરવાજામાં લખવામાં આવ્યું હતું કે: "મજૂર પોતાની મજૂરીને લાયક છે."

"માંગ અને તુને મળશે," એ કહેવત માનવાને ઘણી સહેલી અને સાદી લાગે છે. પણ આ પુસ્તકના ભેદી શબ્દના અર્થમાં એક ચેલાને બીજાઓને મદદ કરવાની તાકાત આવી નથી ત્યાં સુધી તે ચેલો "માંગી" શકતો નથી.

એમ કાં હશે? શું આ કહેવું ઘણુજ મતવાદી સંભવે છે? શું આમ કહેવું મતવાદી છે કે એક માણુસ કૂદકો મારે તે

અગાઉ મજબુતીથી પગ મૂકાય એવો કાંઇ તેને આધાર જોઇયે? જો બીજાંઓને મદદ આપવામાં આવે, અને બીજાંઓ માટે કામ કરવામાં આવે, તો ખરેખરો એક હક મદદ આપનારને મળે છે, તે હક કાંઇ પૈસા ટકાનું લવાજમ લેવાનો નહિ, પણ કુદરત સાથે એક થઇ કામ કરવાનો છે. જેઓ ઇશ્વરી છે તેઓ આપે છે; પણ તેઓ ઇચ્છે છે કે તમે તેઓ જેવા યાને તેઓની ખાસિયતના થાઓ તે અગાઉ તમારે પણ બીજાંઓને આપવું જોઇયે.

જેવો ચેલો બોલવાની કોશેશ કરે છે તેવીજ આ કાયદાની હસ્તી વિષે તેને ખબર પડે છે. કારણકે બોલવાની બક્ષિશ તાકાતવાળા અને જ્ઞાની ચેલાનેજ મલે છે. સ્પીરીચ્યુએલીસ્ત [ભૂત-પ્રેતો વગેરે સાથે વહેવારમાં આવનાર] શખ્સ કામિક ભુવનમાં ઘુસે છે ખરો, પણ તે ભુવન ઉપર બોલવાની ચોકસ ભાષાથી તે બેખબર હોય છે, સિવાય કે તે મેલવવાને તે હક ધરાવતો હોય, અને તે હક હમેશાં વાપરતો હોય. પણ તેવો શખ્સ જો ફકત કામિક ભુવનને લગતા "ચમતકારો" ઉપરજ મજાહ મેળવતો હોય, અથવા તે ભુવનનાં માત્ર સંજોગો કે અકસ્માતોને વસ થતો હોય, તો તે શખ્સ તે ભુવનને લગતા કોઇ પણ સીધા વિચાર કે મતલબમાં ઉતરી શકતો નથી; જેમ ખાકી જીંદગીમાં વસી કોઇ તેની મજાહ ચાખે છે તેમજ તે કામિક ભુવનો ઉપર વસી તેને લગતી હલકી મજાહ ભોગવે છે. ખચીત જેમ ખાકી જીંદગી માણસને એક બે સાદા ધડા શીખવે છે તેમ કામિક ભુવનથી પણ એક બે સાદા ધડા મલે છે. અને આ બોધો સારી રીતે શીખવાના છે. જે માણસ શરૂઆતમાં શીખવાનાં સાદા અને સેહેલા બોધ અખ્ત્યાર કરવા વગર ચેલાની જીંદગીમાં ઘુસવાનો પ્રયત્ન કરે છે, તેને પોતાના

અજ્ઞાનપણાને લીધે હમેશાં ખમવું પડે છે. આ બોધો ગોયા જીવતા યાને અતિ ઉપયોગી છે, તેટલા માટે તેમને તેટલીજ ખંત અને ઉત્સાહથી શીખવા જોઇયે; ફરીથી અને ફરીથી તેમનો અનુભવ મેલવવો જોઇયે, તે એટલાં સુધી કે તેઓ આપણા ખવાસની અંદર એકરસ થઇ જાય.

હવે આપણી બાબદ ઉપર પાછા ફરિયે. બોલવાની શક્તિનો હક માંગવો, એટલે કે, જે જ્ઞાનના કિરણમાં જે એક મહાન ગુરૂ આગળ ઉભો છે, તેને શિખાઉ ચેલો પોતાને દોરવવાને માટે વિનતિ કરે છે. જ્યારે આ પ્રમાણે તે વિનતિ કરે છે ત્યારે તેનો આવાજ જેટલી શક્તિથી તેણે વિનતિ કીધી હતી તેટલીજ શક્તિથી પાછો ફેંકાય છે, અને તેની પડધા આદમીનાં અજ્ઞાનપણાના ઉંડા ખોહમાં પડે છે. અને તે પડધા કાંઇ ગુંચવાયલી અને ઝાંખી એવી ખબર આપે છે કે જે કાંઇ જ્ઞાન અને મીનોઇ પરમાર્થે શક્તિ છે તે જેઓ તે સાંભળવાને અને મેળવવાને ખાહેશ કરે છે તેઓને આપવાની છે. કોઇ પણ ચેલો આ ખબર આપ્યા વગર અને તેને કોઇ રીતે લખાણમાં મૂકયા વગર જ્ઞાનનો ઉંબર પસાર કરી શકતો નથી.

આ કામ તેણે અપૂર્ણ રીતે અને સાવચેતી અને તૈયારી વગર કીધેલું હોવાથી તે ગભરાઇ જાય છે; અને ત્યાર પછી તે કામ સંપૂર્ણ અને સારી રીતે કરવાની તેને ખાહેશ થાય છે; અને આ પ્રમાણે બીજાંને મદદ કરવાની ખાહેશ થતાંની સાથેજ તેને તાકાત આવે છે. કારણ કે આ તેની ખાહેશ ચોખ્ખી છે, અને તે બર લાવવામાં તેને કાંઇ આબરૂ, કીર્તિ, કે કાંઇ પણ તરેહનો અંગત ફાયદો થતો નથી.

બને એટલા પછવાડેના કાળની તવારીખ તપાસતાં ખુલ્લી રીતે માલમ પડે છે કે શિખાઉ ચેલાને સોંપવામાં આવેલાં આ પેહેલાં કામથી તેને કોઇબી તરેહનું માન અકરામ, આબરૂ કે ફાયદો થતો નથી. બાતેનીયાન પુરૂષોને હમેશાં લોકોએ હસી નાખ્યા છે, અને જેઓને મીનોઇ જગતમાં જોવાની શક્તિ છે તેઓના કહેવા ઉપર કોઇ ઇતબાર લાવતું નથી; એ શક્તિઓ ઉપરાંત જેઓને લખવાની પણ શક્તિ હતી, અને જેઓ પોતાનો અનુભવ લખાણ રૂપે માણુસો આગળ મૂકી ગયા છે, તે લખાણો ગમે તેવાં જૂના અને પૂરાણા વખતના હોય, તેની ઉપર પણ લોકો શકની નજરથી જુએ છે, અને તે લખાણોને અર્થ વગરનાં અથવા ખ્યાલી ભેજાંમાંથી નીકળેલાં એવાં સમજે છે. જે કોઇ ચેલો છુપી રીતે પણ ફત્તેહ અથવા કીર્તિ ખાટવાની ઉમેદમાં, અથવા લોકો આગળ મોટો પેગામ્બર કે ગુરૂ દેખાવાની મતલબથી, આ કામ માથે ઉઠાવે છે, તે ચેલો તેનું કામ શરૂ થાય તેની આગમચથીજ નિષ્ફળ થાય છે; અને તેનાં ઢોંગનું ઝેર ખુદ તેના પોતાના જીવને તેમજ જેઓને તે શીખવે છે તેઓનાં જીવને પણ ચઢે છે. તેવો અમલ કરનાર ચેલો ગોયા પોતાનીજ પૂજા કરે છે, અને આ મૂર્તિપૂજા તેની બરહક ફેજે પોંહોચે છે.

જે ચેલાને અંદર દાખલ થવાની શક્તિ છે, અને જે એક પછી એક આવતી નડતલો પસાર કરવાની તાકાત ધરાવે છે, તેના આત્માને જ્યારે મીનોઇ સંદેશો પોંહોચે છે, ત્યારે તેની ઉપર પ્રકાશેલાં નવાં ભાન અને જ્ઞાનનાં પ્રકાશમાં તે પોતાને સદંતર ભૂલી જાય છે. આ ઉત્તમ અનુભવથી જો તે ખરેખર જાગૃત થાય છે તો તે પોતાને માટે કાંઇ પણ લેવાનાં કરતાં બીજાને આપવાની ઇચ્છામાં, પોતાને માટે મદદ માંગવા કરતાં બીજાઓને

મદદ આપવાની ખાહેશમાં, જગતમાંથી પોતાને ખાવાને માટે કાંઇ પણ ખોરાક શોધવા કરતાં ભૂખ્યાને ખવરાવવાના પોતાના સંપૂર્ણ ઠેરાવ માટે, આત્મા સાથે એક થઇ જાય છે. તેનો ખવાસ સદંતર બદલાઇ જાય છે, અને મતલબીપણું જે સાધારણ માણસોને કામ કરવાને ઉશ્કેરે છે તે તેનાંમાંથી સદંતર નીકળી જાય છે.



"સદ્ગુરૂઓની સમક્ષ આવાજ઼ બોલવાને શક્તિવાન થાય તે આગમચ, તારો આવાજ઼ કોઇને પણ જખમ નહિ કરી શકે એવો થયલો હોવો જોઇયે."

જેઓ આત્મજ્ઞાનની બાબદ ઉપર, ઉપર ટપકેનું, કામચલાઉ ધ્યાન આપે છે,—અને જેઓની સંખ્યા પણ મોટી છે—તેઓ વારે ઘડિયે એમ પરપૂછ કરે છે કે, જ્યારે મહાત્માઓ માણસની માફક જીવતા છે ત્યારે શા માટે તેઓ દુનિયામાં આવીને પોતાના ચમત્કારો અને શક્તિઓ લોકોને દેખાડતા નથી? તેઓ વધુ એમ કહે છે કે તે ડાહ્યા પુરૂષોનો વાસો હિમાલય પર્વતની છેક દૂર છે એમ જણાવવામાં આવે છે તેજ દેખાડી આપવાને પૂરતું છે કે એ બધી ગપ છે. નહિ તો તેઓને એટલા દૂર કાં દેખાડવામાં આવે છે?

કમનસિબે, કુદરતી રીતેજ એમ બને છે, [યાને અશો પુરૂષોનો વાસો ગુપ્તજ રહે છે], કાંઇ તેઓની ખાસ મરજીથી એવી દૂર રહેવાની ગોઠવણ કરવામાં આવતી નથી. દુનિયાના તકતા ઉપર કેટલીક ચોકસ જગ્યાઓ છે કે જ્યાં હજી સુધી કહેવાતા "સુધારાનો" સડો લાગ્યો નથી અને જ્યાં ઓગણીસમી સદીની બિમારી તરાપ મારી શકતી નથી. આવી આશિર્વાદભરી જગ્યાઓમાં જીંદગીની ખરી હકીકત તપાસવાને માટે હંમેશાં ફુરસદ અને તક મળતી રહે છે. આ જગ્યાઓ અધૂરાં, યાને છાલકાં, પૈસા ઉપર મરી ફીટતાં, અને મોજશોખ શોધતાં લોકોનાં ટોળાંથી ઉભરાઇ જતી નથી. જો જમીનના તકતા ઉપર મહાત્માઓ હોય તો જમીને પણ તેમને માટે એલાહેદી જગ્યા ધરાવવીજ જોઇયે. કુદરતની આ

એક ખરેખરી બાબદ છે, અને તે શ્રેષ્ટ કુદરતના કાંઇ ઉંડા ભેદનું બહારનું ચિન્હ અથવા દેખાવ છે.

જે આવાજ મારફતે તે માગણી કરે છે તે આવાજમાથી દુઃખ દેવાની શક્તિ ગુમ થઈ ગઇ નથી ત્યાં સુધી તે ચેલાની માગણી સાંભળવામાં યાને સ્વીકારવામાં આવતી નથી. તેનું કારણ એ છે કે, જેમ કુદરતી જીંદગીમાં બને છે તેમ, મીનોઇ—ઍસ્ત્રલ ભુવન એક એવી જગ્યા છે કે જેમાં સમાધાની, રાજ્ય ચલાવે છે. જેમ કુદરતમાં છે તેમ ત્યાં પણ મધ્યબિંદુ અને તેનો ઘેરાવો છે. કોઈ પણ ભુવન ઉપર મધ્યબિંદુનાં હૈડામાં જ્ઞાન વાસો કરે છે. ત્યાંજ સંપૂર્ણ સમાધાનીનું રાજ્ય છે; અને ઘોંટાળો અથવા અવ્યવસ્થા ઘેરાવાનાં બહારના ભાગનેજ ઝાંખો અને ગુચવાડા ભરેલો કરે છે. ખરેખર જીંદગી તેના દરેક આકારમાં ફિલસુફી શીખવાની એક શાળાને થોડી ઘણી આબેહૂબ મલતી આવે છે. જ્ઞાનના હમેશાં ભકતો હોય છે કે જેઓ ખુદ પોતાની જીંદગીને સુદ્ધાં જ્ઞાન મેળવવા પાછળ ભૂલી જાય છે; તેમજ દુનિયામાં બહુ-બોલાં લોકોનાં ટોળાં પણ આવજાવ કરે છે. આવાં અમસ્યાં બકબકારો કરતાં લોકોનાં ટોળાં વિષે એપીકટેટસ ફિલસુફે એક વેળા કહ્યું હતું કે, જેમ કાંટા વડે કસ્તર ખાવું મુશ્કેલ છે તેમ આવાં બકબકારો કરતાં લોકોને ફિલસુફી શીખવવી મુશ્કેલ છે. ઍસ્ત્રલ જીંદગીની પેલીમેર પણ એજ પ્રમાણે છે; અને મહાત્માને રહેવા માટે તો એક ઘણીજ ગુહ્ય અને ગંભીર એકાંત જગ્યા હોય છે. તેની તે છુપાવાની જગ્યા એવી તો સલામત, એવી તો રક્ષણ-હાર હોય છે કે ત્યાં કોઇ પણ આવાજ જેમાં સમાધાની હોતી નથી તે કાને પડતો નથી. જેઓ તેઓની હસ્તી માને છે તેઓનાં કહેવા પ્રમાણે તેઓને તો શક્તિ ઘણીજ છે ત્યારે આપણને

એકદમ પૂછવામાં આવશે કે એમ કાંય? એનો જવાબ ઘણો ખુલ્લો છે. તે **મહાત્મા** આખી મનુષ્ય જાતની ખીદમત કરે છે, અને આખી દુનિયાં સાથે પોતાને એક કરી લે છે. તે દુનિયા માટે કોઇ પણ પલે કોઇબી તરેહના મોટા ભોગો આપવાને તદન તૈયાર છે. **પણ તે ભોગો જીવીને આપે છે, મરીને નહિ.** વળી પૂછવામાં આવશે કે, કાંય મરીને કાંય નહિ? કારણ કે અખંડનો તે એક ભાગ છે, અને તેના ઘણાજ કીમતી ભાગો મધેનો એક છે. કારણ કે, તે **મહાત્મા** પોતે પણ કાંઇ ચોક્કસ કાયદા તળેજ અમલ કરે છે, અને તે કાયદાનું ખંડન કરવાને તે ઇચ્છતો નથી. તેની જીંદગી તેની પોતાની નથી, પણ જે કાંઇ મીનોઇ શક્તિઓ તેની મારફતે તેની પછવાડે રહી કામ કરે છે, તેઓની છે. સઘળાં માનવ વૃક્ષનું તે એક ફુલ છે કે જેની અંદર ઇશ્વરી બીજનો વાસો છે. તે પોતે સર્વ જગતની કુદરતનો એક ખજાનો છે, અને તે કુદરતની પેદાયશોની સંપૂર્ણ ખીલવણીને માટે તે ખજાનાને સલામતીથી સંભાળી રાખવામાં આવે છે. દુનિયાની તવારીખના નેમેલે વખતેજ લોકોનાં ટોળાં વચ્ચે તેમના તારનાર તરીકે તેને મોકલવામાં આવે છે. પણ જેઓ આ ટોળાંથી પોતાને છૂટા કરવાને શક્તિવાન છે તેઓની આગળ તે હંમેશાં મોજુદ છે. અને જેઓ ઉપલી ચાર શરતો પ્રમાણે અમલ કરી પોતાના અંગત વિકારો જીતી લેવાને પૂરતા શક્તિવાન છે તેઓની આગળ તો સહેલાઇથી અને ઓળખાય એમ મોજુદ છે, અને કાંઇ પણ રીતનો જવાબ આપવાને તૈયાર છે.

પણ અંગત વિકારોને જીતવાનો અર્થ એ થાય છે કે કેટલાક જાતી ગુણો જેને ઘણા લોકો માત્ર અવિનાશીજ નહીં પણ

જરૂરના વિચારે છે, તેનો નાશ કરવો. "જખમ કરવાની શક્તિ"ના અર્થમાં ઘણી ચીજો એવી છે કે જે લોકો તે પોતાનામાં તેમજ બીજાઓમાં રાખવાને કીમતી ગણે છે. અંગત બચાવ (self-defence) અને સંરક્ષણ (preservation) કરવાની પ્રેરણા એ દિલમાંથી કહાડી નાખવાના ખવાસનો એક ભાગ છે; તેમજ વળી તેવો તેનો બીજો ભાગ એ છે કે—કોઇને એક શેહેરી તરીકે, કે માણસ તરીકે, કે અમુક આસામી તરીકે બનતીમાન અને સદ્ગુણ માટે કાંઇ ચોકસ હક અથવા હકો છે, એવો ખ્યાલ. આ કહેણ ઘણા જણોને બહુ ભારી લાગશે, તોએ તે હકીકતમાં તદન ખરૂંજ છે. કારણકે જે કાંઇ હું અત્રે કહું છું તે, અને જે આગળ કહેવામાં આવ્યું છે, તેમાંનો એક પણ શબ્દ મારી તરફનો નથી. એક મહાન આશ્રમનાં મંડળની દંતકથા મધેથી એ શબ્દો લેવામાં આવ્યા છે, કે જે મંડળ એક વેગા ધરમની બાતેન રોશની હતી. તે મંડળના પેહેલાંજ દેવાનખાનામાં જે નિયમો લખવામાં આવ્યા હતા તેજ નિયમો આજની ગુપ્ત જ્ઞાનની હૈયાત મકતબોમાં પણ લખવામાં આવ્યા છે. સઘળા જમાનામાં ડાહ્યા પુરૂષો સાધારણ માણસોની સંગતથી અલગજ રહ્યા છે. અને વળી જ્યારે તે સદ્પુરૂષો મધેથી એકાદને કાંઇ થોડા વખતના કામ અથવા મતલબને ખાતર દુનિયાના લોકો વચ્ચે જવાની મરજી થાય છે, ત્યારે તેવા પુરૂષનાં એકાંતપણા અને સંભાળ હમેશની માફક પુરેપુરાં જાળવવામાં આવે છે. અને તેની આવી સંભાળ અને ખબરદારત તેવા પુરૂષનો વારસોજ છે, તેની તે યોગ્યતાજ છે, તેના ઉપર તેનો ખરેખરો હક છે, અને જેમ ડયુક ઑાવ વેસ્ટ-મીન્સ્ટરથી એમ નહિ કહેવાય કે હું ડયુક ઑાવ વેસ્ટમીનસ્ટર થવા ચાહતો નથી, તેમ તે હક તેનાથી બાજુ મૂકી શકાયજ નહિ.

દુનિયાનાં મોટાં મોટાં શહેરોમાં, વખતો વખત થોડી થોડી વાર એકાદ મહાપુરૂષ દેખાવ દે છે, અથવા તો કદાચ શહેરોમાંથી પસાર થઇ જાય છે, પણ આવા સત્પુરૂષોમાંના એકાદના આવી રીતે પસાર થઇ જવાથી પણ, ખરેખર, મહાભારત શક્તિ અને હાજરીને લીધે, સઘળાં માણસોને ઘણી મદદ મલે છે. અહીં લન્ડનમાં તેમજ પૅરીસ અને સેંટ પીટર્સબર્ગ જેવાં શહેરોમાં પણ મીનોઇ માર્ગમાં આગળ વધેલાં પુરૂષો છે; અને જેઓને તેમને પિછાણવાની શક્તિ છે તેઓ તેમને બાતેનીયાંન (Mystics) ના નામથીજ ઓળખે છે. વિકારો ઉપર કાબુ મેળવ્યાથી આમ પિછાણ કરવાની શક્તિ મલે છે. નહિ તો, આવી રીતે તેમની હાજરી ગુપ્ત રાખવામાં આવે નહિ તો, તેવા શખ્સોથી શહેરનાં ધાંધલ અને કકળાટથી પેદા થયેલી, મન અને જુસ્સાઓથી પેદા થયેલી, અસ્વચ્છ હાલતમાં કેમ ટકી શકાય? જો આ પ્રમાણે તેમની સંભાળ લેવામાં આવે નહિ તો તેમનું આગળ વધવું અટકી પડે, યાને તેમના શ્રેષ્ટ મીનોઇ માર્ગમાં અટકાવ થાય, અને તેમના કામમાં હરકત પડે. શિખાઉ ચેલો આવા સત્પુરૂષો મધેના એકાદને કદાચ તેના ખુદ માંસ હાડકાંનાં શરીરમાંજ ભેટે, તેની સાથે એક ઘરમાં રહે, તોએ પણ તે તેવા મહાપુરૂષને ઓળખી શકે નહિ, અને પોતાનો આવાજ તેને સંભળાવી શકે નહિ; કારણકે તેની સાથનો વસવાટ કે નજદીકની સગાઇ કે રોજની ગાડી મિત્રાચારી તે મહાપુરૂષને ગુપ્ત રાખવાના કરડા કાયદાઓનો ભંગ કરી શકે નહિ. મહાપુરૂષની અંતરની સાંભળવાની શક્તિમાં કોઇ પણ આવાજ પ્રવેશ કરી શકે નહિ, સિવાય કે તે આવાજ ઇશ્વરી હોય અને પોતાની મતલબને માટે બિલકુળ કહાડવામાં આવતો ન હોય. જે પ્રમાણે બચ્ચાંઓ હજી તો બારાખરી

શિખતાં હોય, અને તે શિખવા માટે તેઓ એકાદ પૂર્ણ ભાષાશાસ્ત્રીની તલબ કરે, તે જેવું નકામું અને મહેનત બરબાદ કરવા જેવું કામ છે, તેજ પ્રમાણે જો ઉપર લખેલી શ્રેષ્ટતાથી સેહજ પણ દરજ્જે ઉતરતો હોય તો ચેલાનો તે આવાજ તેવોજ નકામો અને મહેનત બરબાદ થવા જેવો થઇ પડે છે. જ્યાં સુધી એક શખ્સ દિલથી, જીવથી, અને જાનથી ચેલો બને નહિ, ત્યાં સુધી ચેલાના જેઓ ખરેખરા શિક્ષકો છે તેઓના સંબંધમાં તે આવી શકેજ નહિ; અને આ પ્રમાણે દિલોજાનથી ચેલો બનવાનો ઉપાય એકજ છે, તે એ કે—પોતાની ખુદી ખુદાને અર્પણ કરી દેવી.

કારણ કે, આવાજે જખમ કરવાની શક્તિ ખોઇ દીધેલી ક્યારે કહેવાય કે, એક માણુસ જ્યારે એવી હાલતે પોંહોચે કે જ્યાં પોતાને તે લાખો અને કરોડો આદમીઓમાંનું એક સાધારણ આદમી તરીકે પિછાણે; ઉછળતા દરિયાના મોજાથી ફેંકાતી અને ધોવાતી રેતીના દાણાઓમાંનો એક દાણો તે પોતાને સમજે. એમ કહે છે કે મહાસાગરના તળિયામાં રેતીનો દરેક દાણો વારાફરતી કિનારે ધોવાઇ આવે છે, અને થોડીક વાર સૂરજનું તડકું જોવાને ભાગ્યશાળી થાય છે. તેજ પ્રમાણે માણસોના બાબમાં બને છે; તેઓ પણ કુદરતના કાંઇ અજબ બળથી અહીંથી તહીં ઘસડાય છે, તેઓમાંથી પણ દરેક એકાદ સારો દહાડો જુએ છે. જ્યારે માણુસ આવા સામટા સંગ્રહમાની એક એવી પોતાની જીંદગી છે એમ જાણે છે ત્યારે તે પોતાને માટે કાંઇ પણ મેળવવાને ખાતર કાંઇ જેહમત ખેંચતો નથી. એમ થયું કે તેણે પોતાના બાકી અંગત હકો અર્પણ કર્યા એમ સમજવું. સાધારણ માણુસ દુનિયાના દરેક આદમી ભેગો એક સરખો હિસ્સો લેવાને ચાહતો નથી, પણ જે કાંઇ બાબદ તેને વધારે પસંદ છે તે

એ છે કે બીજા આદમીઓ કરતાં જથામાં વધારે મેળવવું. ચેલો આ પ્રમાણે ખાહેશ રાખતો નથી. તેટલા માટે તેનાં નસીબમાં કદાચ એપીકટેટસની માફક પગમાં બેડી પડવાનું આવી પડે તોએ તે માટેની ફરિયાદ માટે તેણે એક હરફ પણ કહાડવો નહિ [યાને કર્મ સંજોગે જેબી હાલતમાં તે આવે તે હાલતને સબુરી અને પુરતા સંતોષ અને ખુશીથી સહન કરે]. ચેલો જાણે છે કે જીંદગીનું ચક્કર હમેશાં ફરતું રહે છે. બરન જોનસ નામના ફિલસુફે આ ચિત્ર બહુ ચમત્કારિક રીતે બતાવ્યું છે. તે એમ કે એક ફરતું પૈડું યાને ચક્કર ઉપર તાલેવંત અને ગરીબ, મોટા અને નાનો, સઘળા બંધાએલા છે, અને જ્યારે તે પૈડું તેઓમાના એકાદને ઉપર લાવે છે ત્યારે તે સુખનો દિવસ જુએ છે; રાજાની ચઢતી અને પડતી આવે છે, એક કવિની વાહ વાહ પોકારાય છે, અને વળી પાછો વીસરાઇ જાય છે; એકાદ ગુલામ કે નોકર કંઇ દિવસો ચેન અને સુખથી ગુજારે છે, અને વળી કેટલા દિવસોમાં હાડમાર થાય છે. નસીબનું ચક્કર જેમ ફરતું રહે છે, તેમ દરેક જણ તેને તળિયે આવી ખુંદાય છે. ચેલાને ખબર છે કે વાત તો એમ છે, તેથી જો કે પોતાની જીંદગી ઉત્તમ રીતે વાપરવાની તેની ફરજ છે, છતાં તેની ઉપર આવતી હાલત માટે તે ફરિયાદ ઉઠાવતો નથી કે ખુશ થઇ છલકાતો નથી, તેમજ બીજાનું સુખ જોઇ અદેખાઇથી મુંઝાતો પણ નથી. ચેલો સારી પેઠે જાણે છે કે, સઘળાં એક સરખી રીતે ધડો શીખે છે; અને 'સોસીયાલીસ્ટ' [યાને દુનિયાની સઘળી માલમિલકત ઉપર સર્વેનો એકસરખો હક છે એવું મત ધરાવનાર], અને 'સુધારા'વાળાની મનુષ્ય પ્રકૃતિને સબબેજ પેદા થતી હાલતોને એકદમ કેવળ બહારના બળથી સમારવાની અને

ઠીક કરવાની કોશેશ તરફ ચેલો હસે છે. કારણ કે આ કોશેશ ઉલટી નુકશાનકારક છે, અને મહેનત ફોકટ જાય છે.

આ પ્રમાણેનો ખ્યાલ બરોબર મનમાં ઉતરવાથી અને તે પ્રમાણે ચાલવાથી સઘળી જાતના કહેવાતા અંગત લાભો અને હકોના ભોગો આપ્યા એમ કહેવાય. તેમ થવાથી એ ઝેરી ડંખ જે સઘળાં મનુષ્યોમાં સાધારણ રીતે જોવામાં આવે છે તે નીકળી જાય છે.

જ્યારે ચેલાના દિલમાં સંપૂર્ણ રીતે ઉતરે છે કે સ્વાર્થનો, જાતી અંગત હકોનો, એક માત્ર વિચાર પણ તેનામાં વસ્તા ઝેરી ગુણોનું પરિણામ છે, તથા તેના હેવાની જીવના સાપનો ફુંફાડો છે, કે જેથી તેની જીંદગીને તેમજ આસપાસનાંઓની જીંદગીને પણ ઝેર ચઢે છે, ત્યારેજ તે એકાદ વાર્ષિક ક્રિયા કે જેમાં તૈયાર થયલા ચેલાઓ દાખલ થાય છે, તેમાં તે ભાગ લેવાને લાયક થાય છે. ઇજા કરવાનાં અને રક્ષણ કરવાના સઘળાં હથિયારો ઉપરથી હાથ ઉઠાવવામાં આવે છે; તે હથિયારો તે મન, દિલ, ભેજાં, અને ખાકી જીવથી કહાડવામાં આવતા ખાકી વિકારો, વગેરે છે. હવે પછીથી કોઇ પણ માણસની ખણુ ખોદ કરાય નહિ, અથવા તેને હીણવો કે ધીક્કારવો નહિ; હવે પછીથી ચેલાએ પોતાના બચાવ ખાતર કે કાંઇ બહાના માટે એક હરફ પણ કાઢવો નહિ. આ ક્રિયાથી ચેલો દુનિયામાં એક નવાં પેદા થયલાં બચ્ચાં જેવો, લાચાર, અને નિરાધાર જેવો ફરે છે. આથી શ્રેષ્ટ જીંદગીનુ ભુવન—કે જ્યાં મીનોઇ હવાની લહેર પ્રસરી રહેલી છે—જ્યાંથી આંખ સઘળી હોશિયારી સાથે ખાકી દુનિયાંને એક જૂદાજ સ્વરૂપમાં દેખે છે—તે ઉપર તે ચેલાનો નવો જન્મ શરૂ થાય છે.

થોડુંક આગમચ મેં કહ્યુ છે કે ચેલાએ પોતાના અંગત હકોની લાગણીનો ત્યાગ કરવા પછી પોતાનો અંગત માન મરતબો અને સદ્‌ગુણોની લાગણીઓનો પણ ત્યાગ કરવો જોઇયે. આ ઉપદેશ તો બહુજ કઠણ અને ભયભીત લાગશે; પણ જેઓ જ્ઞાની છે તેઓને ખબર છે કે આ માત્ર ઉપદેશજ નથી, પણ ખરી હકીકત છે. જે કોઇ પોતાને બીજાના કરતાં વધારે પવિત્ર સમજે, જે કોઇને એવું અભિમાન છે કે પોતે કાંઇ પણ દુર્ગુણ અથવા એબ કે મૂર્ખાઇ વગરનો છે, અથવા તો પોતાના જાતભાઇઓ કરતાં તે પોતે કાંઇ દરજ્જે ચઢિયાતો છે, તે શખ્સ ચેલો થવાને લાયક નથી. મીનોઇ રાજ્યમાં દાખલ થવા પેહેલાં માણસે એક નાના બચ્ચાંનાં જેવા સાદા, ભોલા અને સહેજ પણ અહંકાર વગરના થવું જોઇએ.

સદ્‌ગુણ અને ડાહાપણ એ ઉત્તમ ચીજો છે; પણ તેઓ જો માણસના દિલમાં અહંકારનો અને બીજા જાતભાઇઓથી જુદાઇનો ફાંકો લાવે તો તે વિકારો કાંઇજ નહિ પણ હેવાની જીવના સાપના ટીપણટાપણ કીધેલાં સ્વરૂપનો હલકો દેખાવ છે. કોઇ પણ પળે તે ખાકી જીવનો સાપ પોતાનું પૂરૂં કદરૂપુ સ્વરૂપ ધારણ કરે છે, અને જેમ કાંઇ અંગત લાભ અથવા કીનાને સબબે કોઇ ખૂન કરે છે, અથવા તો એક રાજદ્વારી મતલબી કામ કરે છે—કે જેથી તે પોતાના અથવા તો પોતાના સાથિયોના આપમતલબી લાભોને માટે હજારો માણસોનો ધાણ વાળે છે—તેવાંજ બુરાં કાંમોનો ઝેરી ડંખ તે સાપ મારે છે.

ખરેખર, જખમ કરવાની શક્તિ ખોઇ દીધેલી હોવી જોઇયે, એટલે કે, આ મતલબી સાપને ફક્ત સહેજસાજ છુંદવો ન

જોઇયે, પણ સદંતરજ મારી નાખવો જોઇયે; જો તે સાપને (યાને બુરા ખવાસોને) અમસ્થો લગાર કચડીને તેને ઉંઘેલો જેવો પડી રહેતા દેવામાં આવે છે તો તે પાછો જાગૃત થાય છે, અને ચેલો પોતાના મેળવેલાં જ્ઞાન અને તાકાતને પોતાની બુરી મતલબો મેળવવાના કામમાં વાપરે છે, જેથી તે મેલા ઇલમવાલા જાદુગરેસનો ચેલો થઇ જાય છે, કારણ કે એવા હલકા ઇલમનો ઘણોજ નુકશાનકારક માર્ગ તો બહુ પહોળો યાને સહેલો છે, અને તે તો ગમે તે માણસ આંખ વીચીને પણ મેળવી શકે એમ છે. તે વામ માર્ગ નુકશાન અને જોખમ તરફ્જ લઇ જાય છે, તે એટલાથીજ સ્પષ્ટ માલમ પડશે કે, જેમ એક માણસ જેમ જેમ મતલબી થતો જાય છે તેમ તેમ તે પોતાના મતલબી મનની મર્યાદા સાંકડી કરતો જાય છે, તે કયાં સુધી કે આખરે એક ટાંચણીનાં માથા જેટલીજ જગ્યા તેને રહેવાને માટે રહી જાય છે.*

સાધારણ જીંદગીમાં બનતા આવા દાખલાઓ આપણે સઘળાં જોઇયે છિયે. જે માણસ મતલબી થતો જાય છે તે પોતાને એકલપેટો બનાવતો જાય છે અને બીજાંઓને ઘણોજ થોડો ઉપ્યોગનો કે પસંદકારક થઇ પડે છે. આ દેખાવ બહુ ભયાનક છે, અને આખરે લોકો જેમ વાઘ વરૂથી ડરી જઇ દુર નાસે છે તેમ આવાં માણસથી પણ ડરીને દૂર નાસે છે. પણ જો કોઇ

---

* યાને તે શખ્સ એવો તો સાંકડા વિચારનો અને મતલબી હેવાન બની જાય છે કે પોતાના સહેજ પણ મતલબી લાભને ખાતર ગમે એટલું દુઃખ અને સંતાપ માણસ કે બીજાં જાનવરોને આપવાથી સહેજ પણ અચકાતો નથી.—ન. મ. દે.

માણુસના ખાબમાં ઉંચા ભુવન ઉપરથી, અને ગ્નાન અને સત્તાના બળ સાથે, અને એક પછી એક જન્મોના સપાટા વચે, આવો મામલો બને તો, તે કેટલું બધું ભયાનક!

તેટલા માટેજ હું કહું છું કે થોભો, અને ગ્નાનનો ઉંબર પસાર કરો તે અગાઉ ખુબ વિચાર કરો. કારણ કે જો શિખાઉ ચેલો સંપૂર્ણ અષોઇ મેળવ્યા વગર ગ્નાન માટે તલબ કરે અને ખાહેશ રાખે તો તેની તલબ અને માગણી ઇશ્વરી ફરેસ્તાઓ અને મહાત્માઓનાં મકાનોમાં દાખલ થઇ શકતી નથી, પણ માણુસોની બુરી અને હેવાની ખસલત ઉપર ભમતી બુરી યાને ભય ભરેલી શક્તિઓને જગાડે છે.



"સદ્‌ગુરૂઓની સન્મુખ જીવ ઉભો રહેવાને શક્તિ-વાન થાય તે આગમચ તેના પગો હૃદયના લોહીથી ધોવાવા જોઇયે."

અહીં વાપરેલો શબ્દ જીવ તે તેજ શ્રેષ્ટ ભિનોઇ સ્વાન અથવા સેતારાની માફક માણસની ઉપર ચમકતો આત્મા છે.

"ઉભું રહેવાને શક્તિવાન થવું એટલે કે ભરોસો આવવો, વિશ્વાસ બેસવો;" અને ભરોસો આવવો એટલે કે ચેલાને પૂરી ખાતરી થાય કે તેણે પોતાની લાગણિઓને સદંતર જીતી છે, અને પોતાના હેવાની અને માણસાઇ ખવાસ ઉપર કાબુ મેળવ્યો છે; તેની એવી ખાત્રી થાય કે તે ભય વગરનો થયો છે અને દુઃખને ગણકારે નહિ એવો બન્યો છે; તેની એવી ખાત્રી થાય કે તેનું સઘળું ધકધ્યાન ઇશ્વરી જીંદગી કે જે ચિન્હ રૂપે "સદ્‌ગુરૂઓ"ને નામે ઓળખાય છે તેમાંજ ગુંતાઇ રહેલું છે. તેના મનની પૂરી પતીજ થાય કે ઇશ્વરી કીરણ તેનાં હૈયાંમાં વાસો કરે છે તે કીરણની આંચથીજ તે સઘળું પોતાનું જોવાનું, સાંભળવાનું, બોલવાનું, અને બીજી શક્તિયો વાપરવાનું કામ બજાવે છે. જ્યારે એમ બને છે ત્યારેજ તે બિહિક વિનાનો, વેદનાં વગરનો, અને સંતાપ અને ભયથી મોકળો થાય છે; તેનો આત્મા ખાકી શરમ કે ડરથી સંકોચાયા વગર અથવા સહેજ પણ અચકાયા વગર અથવા તો ઢીલ કરી મુલતવી રાખ્યા વગર તેનાં ભિત્તરમાંથી થતા ઇશ્વરી પ્રકાશની દરેક આજ્ઞા એકદમ બજાવે છે. જ્યારે એમ બને છે ત્યારેજ તે પોતાના વારસા ભણી વળે છે અને મનુષ્યના જે ગુરૂઓ છે તેઓની સગાઇમાં આવવાનો હક મેળવે

છે; તે એક સિદ્ધ પુરૂષ થયો છે, તેનું સર બાળા થયું છે, અને જે મીનોઇ હવા મહાપુરૂષો દમમાં લે છે તેજ મીનોઇ હવામાં તેનું પણ જીવવું થાય છે.

પણ ચેલો કોઇ પણ રીતે આવે ચઢતે પ્રતાપે પોંહોંચવાને લાયક થાય તે અગાઉ તેણે પોતાના આત્માના પગને પોતાના હૃદયના લોહીથી ધોવા જોઇયે.

માણસના દિલના વિકારો અને તેની લાગણીયોનો ભોગ આપવો એ તો પેહેલાજ નિયમમાં કહ્યું છે. તેની મતલબ એજ છે કે "એવી તો શાંતિ અને ધૈર્યતા ધરાવવી કે કાંઇ પણ અંગત લાગણીયોથી તેઓને હરકત પોંહોંચે નહિ," યાને સહેજ પણ તેમાં ઉશ્કેરણી કે ખલભળાટ થાય નહિ. સ્તોઇક ફિલસુફ એમજ કહે છે; તે પણ પોતાના કે બીજાના દુઃખ તરફ સમાધાનીથી નીહાળે છે.

તેમજ આત્મજ્ઞાનિયોની ભાષામાં "આંસુ" એટલે આંખમાથી પડતાં આંસુનો બાહારનો દેખાવ નહિ પણ ખાકી લાગણીવાળો ખાકી જીવ છે; તેમજ "લોહી" તે કાંઇ શરીરને પોષણ આપતું જે જરૂરિયાત તત્વ છે તે નહિ, પણ માણસના ખવાસનું તે ચંચળતા પેદા કરે એવું તત્વ છે, કે જે માણસને દુઃખ અને સુખ, ખુશાળી અને દલગીરીનો અનુભવ ભોગવવાને અર્થે મનુષ્ય જીંદગીમાં હંકાર્યા કરે છે, યાને જન્મ આપ્યા કરે છે. જ્યારે આ લોહીને ચેલાએ પોતાના દિલમાં વહેવા દીધું ત્યારે તે એક શુદ્ધ આત્મા તરીકે સદ્દગુરૂઓની સનમુખ ઉભો રહી શકે છે, કારણ કે તે શુદ્ધ આત્મા હવે વધુવાર પોતાની અંગત લાગણી કે અનુભવ ભોગવવાને અર્થે જન્મ લેવાને ચાહતો નથી. જો કે મહાયુગો સુધી એક પછી એક જન્મોમાં આ ખાકી શરીર સાથે

આવી તેને જન્મ લેવાનું તો સરજેલુંજ છે, પણ તે કાંઇ પોતાની ઇચ્છાથી થતું નથી, કારણ કે દુનિયામાં જીવવાની હલકી ઇચ્છા તૃષ્ણા તો તેનાં દિલમાંથી નીકળીજ ગઇ છે. જ્યારે તે માણસનું રૂપ ધારણ કરી ખાકી શરીર સાથે દુનિયામાં જન્મ લે છે ત્યારે તે કાંઇ પણ બીજી મતલબ વગર ફક્ત ઇશ્વરી કામ યાને તેનાં સદ્‌ગુરૂઓનું સોંપેલું ગીનોઇ કામ બજાવવાને માટેજ દુનિયામાં આવે છે. તે સુખ કે દુઃખ માટે આરજુ રાખતો નથી; તે બહેસ્ત મેળવવાની ખાહેશ રાખતો નથી, અને દોજખમાં જવાનો ડર રાખતો નથી; યાને તે સઘળી ખાકી ઇચ્છાઓથી મોકલો થયો છે; તે છતાં ગોયા તેણે એક મોટો વારસો મેળવ્યો છે, કે જે હાલત તેનાં સંખ્યાબંધ ભોગો આપવાથીજ મળી છે, જો કે ભોગોનો બદલો ચાહવો એ બાબદ તો તેની ખાસિયતમાંથી નીકળીજ ગઇ છે. તે હવે જાણે દુનિયામાં જીવતો નથી, પણ દુનિયાની સાથેજ જીવે છે, તેના બહોલાં પવિત્ર મનની દૃષ્ટિમર્યાદા તમામ સૃષ્ટિની પહોળાઇએ ફરી વળી છે.



## જાહેર ખબરો.




**જરથોસ્તીઓ માટે**
**ધર્મ, નીતિ અને સંસારી બાબદોને લગતું**
**માસીક ચોપાન્યું.**

સુરતથી એક સ્કુલના જરથોસ્તી શિક્ષક નીચે પ્રમાણે લખે છે:—

"મારા વહાલા **ચેરાગ**ની રોશની મને કાંઇ કાંઇ ન જોયલી, ન અનુભવેલી ખુશાલી આપે છે; તેનું કારણ એ કે ધર્મ અજ્ઞાન અને મીનોઇ અંધકારમાં આથડતાં અને અથડાતાં જરથોસ્તી સત્ય શોધકોના રસ્તામાં [તે] અજવાળું પાથરે છે. દીનચુસ્ત સાહેબ, મારા ગરીબના ઘરનો એ **ચેરાગ** છે; મારાં બ્હાલાંઓનો એ રાહબર છે. એ માસિક શિક્ષક દર મહીને પોતાના દર્શન દઇને જે જે મીનોઇ વાતો કહે છે તે જો મારી કરણીમાં દીકામાં આવે તો ખરી નેકબખ્તી કહેવાય. અથાક પાપી છતાં મને આટલીબી રોશની જોવાની તક **ચેરાગે** આપી તે મારૂં ભાગ્યોદય સમજું છું."

---

**લવાજમ**—વર્ષનાં આગાઉ ઉપર **રૂ. ૨.**

---

**ચેરાગ ઑફીસ.**
**મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

જાહેર ખબરો.

# પુનર્જન્મ

  

## માણસનો ફરીફરીનો અવતાર.

લખનાર—**પેસ્તનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા.**

આ પુસ્તકમાં પુનર્જન્મના સંબંધમાં ચાલતી તકરારો ધ્યાનમાં લઇ, આ સવાલને આજની વિદ્યાને આધારે, ધર્મની ફીલસુફીને આધારે તથા પશ્ચિમ તરફની ફીલસુફીને આધારે લંબાનથી તપાસવામાં આવ્યો છે.

એ પુસ્તકના ડીમી ઓકટેવો કદનાં ૨૫૦ પૃષ્ટ થયાં છે, અને તે ઉંચાં કાગળપર છાપવામાં આવ્યું છે. મુખ-ચિત્ર તથા એક આકૃતિ પણ આપવામાં આવી છે. વેલાતી પુઠાંમાં બાંધી તેને જાથુકનું બનાવવામાં આવ્યું છે.

**કિંમત**—માત્ર રૂ. ૧॥; પોસ્ટેજ ત્રણ આના.

**યઁરાગ બુક ડીપો,**

**અનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

## જાહેર ખબરો.

# જરથોશ્તી રાહબર

આ પુસ્તકમાં ધ્યાનથી એકજ નજર નાંખવે જરથોસ્તી ધર્મને લગતી શીલસુફી, નીતિ, ક્રિયાઓ વગેરેનો અક્કળપસંદ અને વિધાનુસાર ખુલાસો મળે છે. વિદ્વાનો અને અભ્યાસીઓએ એક સરખી રીતે વખાણેલું. એ વાંચ્યાથી ધર્મ સંબંધી આચારનો વિસ્તાર ઓહોળો થાય છે. વળી એમાં જરથોશ્તી ધર્મના ભેદોને ખુલ્લા કરવામા આવ્યા છે. દરેક જરથોશ્તી ને વાંચવા લાયક, અભ્યાસ કરવા લાયક, મનન કરવા લાયક.

**કિંમત—રૂપીયો એક, પોસ્ટેજ આના ત્રણ.**

# ખીસ્તાબ —જરેદસ્ત અફશાર—જેન્દેહરોદ—

ફારસી ખુદાશનાસીને લગતાં ત્રણ લખાણો એકજ શોભીતાં પુસ્તકમાં સાથે બાંધેલાં. આ લખાણોમાં ખુદાની પીછાન, આત્માની કુદરત, જુદાં જુદાં નુરો, ગતીઓ, આસમાનો, ફરેસ્તાઓને પેદા થવાની હકીક્ત, કામેલ આત્માની શક્તિ, ઇત્યાદી ખુદાશનાસીને લગતી કેટલીક બાબદો આવી છે—ખુદાશનાસીના અભ્યાસીઓને ઘણું અગત્યનું પુસ્તક.

**કિંમત—રૂપીઓ દોઢ—પોસ્ટેજ ત્રણ આના.**

**ચૅરાગ બુક ડીપો,**

**મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

# જાહેર ખબરો.

## અપોઇ—

### લખનાર—એક જરથોશ્તી બાનુ.

આ રેસાલામાં આ મહાન વિષય ઉપર એક એકવીસ વર્ષની જુવાન અબળાનાં વિચારો દર્શાવવામાં આવ્યા છે; અને થીઓસોફીના અભ્યાસથી જરથોસ્તી બાનુઓમાં કેવી જાતના વિચારો પ્રવેશ થાય છે તે માલમ પડે છે.

**ઘટાડેલી કિમ્મત—આના ચાર,** પોસ્ટેજ એક આનો.

---

## બાદશાહ કયખુશરો

## તેની તવારીખ ઉપર પડતી રોશની—

આ **વિષય ચેરાગ** ચોપાન્યાનાં સને ૧૯૦૫–૦૬ ના અંકોમાં પ્રગટ થયા હતો; અને તે એક ઉંચી કેળવણી પામેલા પણ એક માર્ગી જરથોસ્તીએ લખ્યો હતો. એમાં સમાયલી બાબત વિદ્વતા ભરેલી અને બોધકારક હોવાથી તેને એક જુદાં પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, અને વાંચનારાઓને આ યોગેશ્વર પાદશાહના આજ સુધી પ્રગટ થયલાં સઘળાં દાસ્તાનો કરતાં આ વિષય કાંઇ ન્યારીજ રોશની આપે છે. **કીંમત—માત્ર છ** આના.

---

**ચેરાગ બુક ડીપો,**

**મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

જાહેર ખબરો.

# ગેબી આવાજ

[ પુજ્ય મેડમ બ્લૅવાટસ્કીની THE VOICE OF THE SILENCE નામની ચોપડીનો તરજુમો. ]

ભાષાંન્તર કરનાર—**નશરવાનજી ફરામજી બીલીમોરીયા.**

---

આ તરજુમા મધે કેટલીક નવી નોટ્સ આપવામાં આવી છે, અને ભાષા જલદી સમજ પડે તેવી રાખી છે.

કિમ્મત—વેલાતી સુંદર પુઠાંમાં **આના ૧૨.**

પોસ્ટેજ એક આનો.

---

**ચૅરાગ બુક ડીપો.**

મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

# જાહેર ખબરો.

માસીસ એની બેઝંટ કૃત

## વિચાર શક્તિ: તેનો કાબુ અને કેળવણી—

તરજુમો કરનાર—**ન. મ. દેશાઇ.**

"આ પુસ્તક જાણીતી થીયોસોફીકલ વક્તા મીસીસ બેઝંટના એક લખાણનો તરજુમો છે, જે કેટલાંક પ્રકરણોમાં વહેંચાઈ જાય છે. . . . તે જરથોસ્તી ધર્મના નીતિશાસ્ત્રના મૂળ ફરમાન 'મનશની' ની બહાર પડેલી પેહલીજ ફીલસુફી કદાચ ગણી શકાય. શરૂઆતમાં માણસ પોતે કોણ છે તેની ઓળખાણ કરાવવામાં આવી છે, અને તે બીના આત્મજ્ઞાનને લગતી હોવાથી જો કે સાધારણ વાંચનારાઓને લગાર દીલપજીર જણાય નહીં, તોપણ પાછવાડેનાં પ્રકરણો બહુ વહેવારૂ અને ધ્યાન આપવા લાયક માલમ પડે છે. . . ."—**જામે જમશેદ.**

**કિંમત—આના બાર.**

## નવજોત પોથી—

બાળકોને માથે અભ્યાસનો મોટો બોજો નાની વયથી પડવાથી તેઓની તનદુરસ્તી શરૂઆતમાંજ લથડી જાય છે; તેથી નવજોત માટે તૈયાર કરવા સેહેલા પાઠો અને જરૂર જોગ અવસ્તા ગોઠવી આ નાની પોથી બાળકોને હોંશથી વાંચવા ગમે એવી રીતે રચવામાં આવી છે હરેક પાઠને ફુલો વગેરેનાં ચિત્રોથી શણગારવામાં આવ્યો છે.

**કિંમત—વેલાતી પુઠામાં રૂ. ૦॥**

**ચૈરાગ બુક ડીપો,**

**મનોરદાસ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**